


ધી ઑગરેતે જુઈશ ઍન્ડ વર્નાક્યુલર પ્રેસ. મસીદ બંદર રેલવે સ્ટેશન સામે.

# લોક પ્રિય કથા સંગ્રહ.

## ભાગ પેહેલો.



**દોહરો.**

વિદ્યા વિવિધ પ્રકારની, કળા કુશળતા જોગ;
સંપત વધે સ્વદેશમાં, વધે વળી ઉદ્યોગ.
કહે કામની કંથને, મેળવી આપો જ્ઞાન;
કથા સંગ્રહ ગ્રંથ જે, ગ્રહણ કરે વિદ્વાન.




પ્રસિદ્ધ કરનાર

**ગેલાભાઇ લીલાધર.**

મુંબઈ.

ધી ઍંગ્લો જુઇશ ઍન્ડ વર્નાક્યુલર પ્રેસમાં છાપ્યું.

સન ૧૮૮૮.




**કીમત ૬ આના.**

# અર્પણ પત્રિકા.



નેક નામદાર સાહેબ,

**શેઠ હાજીભાઇ લાલજી;**

જસ્ટીસ ઑફ ધી પીસ.

આપ ખોજા જ્ઞાતીમાં સુધારાવાલા છો; પરોપકારી કાર્ય કરવામાં સદા ઉમંગી અને આગ્રહી છો; વિદ્યા તથા વિદ્વાનના ઉત્તેજન કર્ત્તા છો; ગુર્જર મંડળમાં આપ ચુડામણિની પદવીએ પહોંચ્યા છો; સદાના વિરોદ્ધિ છો; લક્ષ્મી, વિદ્યા, અને ઔદાર્ય, એની ત્રીપાટી આપ વિષે વાસો કરી રહીછે; તે સર્વને યોગ્ય વિચારી આ **"લોક પ્રીય કથા સંગ્રહ"** નામનું ઉત્તમ પુસ્તક આપને સત્કાર પૂર્વક અર્પણ કરૂંછું તે સ્વીકારશો.

હુંછું આપનો આજ્ઞાંકીત,

**ગેલાભાઇ લીલાધર.**

# અનુક્રમણિકા.

| વિષય | અનુક્રમણિકા. | પૃષ્ટ. |
|---|---|---|





# લોક પ્રીય કથા સંગ્રહ

ભાગ પેહેલો.



## રત્નશાહ.



એક નગરમાં કોઇ નિર્ધન વાણીઓ રહેતો હતો તેને ત્રણ છોકરા હતા. તેઓનાં લગ્ન કરેલાં હતાં, તેથી તેનું કુટુંબ મોટું હતું ને વ્યાપાર કનિષ્ટપક્ષનો ચાલતો હતો, માટે તાણી તુશીને તેમનું ગુજરાન ચાલતું હતું. આ સમયે તેની સ્ત્રીને પેટ સંતાનનો ગર્ભ રહ્યો, પણ બનાવ એવો બન્યો કે ત્યાર પછી એ પૈસાની પ્રાપ્તિ સારી થવા લાગી. તે જે જે વ્યાપાર કરવા લાગ્યો તે સર્વમાં લાભ મળતો ગયો. પેહેલા માસમાં પાંચસે રૂપીયા મળ્યા, બીજામાં હજાર, ત્રીજામાં પંદરસે. ને ચોથામાં બે હજાર. એ પ્રમાણે દર મહિને લાભમાં વધારો થવા લાગ્યો તેથી તેને લાગ્યું કે જે સંતાનનો ગર્ભછે તેના રૂડાં પગલાંથી ચડતી કળા થવા લાગેછે, માટે તે જો પુત્ર હશે તો મને લાભકારી થશે, ને પુત્રી હશે તો એના સસરાને થશે. નવમો માસ બેસતાંજ પુત્ર પ્રસવ્યો, તેથી વાણીયો ખુશી ખુશી થઇ ગયો, ને તેનું નામ તેણે રત્નશાહ પાડયું. તેણે ત્યારપછી નાણાવટીની દુકાન કહાડી તથા દેશાવર ખાતાનો વ્યાપાર ખેડવા માંડયો. છોકરો બાર વર્ષમાં તો ભણી ગણીને હુશિયાર થયો. પણ નઠારી સોબતથી નાચ રંગ તમાશા જોવાના ફંદમાં પડયો ને ધન

ઉડાડવા લાગ્યો. બાપનો તેના ઉપર સારો પ્રેમ હતો ને લાડમાં ઉછેર્યો હતો તેથી તે ચડી વાગ્યો હતો, તે એટલે સુધી કે એ જેટલી રકમ માગે તેટલી રકમ આપવાને ના કહી શકવાની તેના બાપની હિમ્મત ચાલતી નહિં હતી.

એક દિવસ વાણીયાએ રત્નશાહને એકાંત બોલાવી કહ્યું કે તું વિચાર કર્યા વિના નજરમાં આવે તેમ ધન ઊડાવેછે, તેથી તારા ભાઇયોની આંખમાં ઇર્ષા આવશે માટે તારે જે જોઇએ તે છાનું માગવાનો વારો આવશે. આ વાકયથી રત્નશાહ ઠેકાણે આવ્યો, ને કહ્યું કે ખરી વાત છે; પણ કાલથી હું કામ કાજમાં મન ઘાલીશ એટલે કોઇનાથી કાંઇ કહેવાશે નહીં.

સવારનો પ્રહર થયો એટલે પોતે નાહી ધોહીને ડાહ્યો થઇ દુકાને જઇ બેઠો, ને નામું કેટલું લખાયું છે કેટલું બાકી છે, કયાંને કયાંનો વ્યાપાર ચાલેછે, આરતિયા કોણ કોણ છે, તે તમામ તપાશીને માહિત થયો; તેનામાં આટલો બધો ફેરફાર થયેલો જોઇને તેના બાપને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તેનું કારણ તેના ભાઇયો તો સમજી ગયા. આ પ્રમાણે તે રૂડી રીતે દુકાનનું કામ ચલાવવા લાગ્યો. કોઇ એક વેળાએ તેના બાપે સાત વાહાણ માલનાં દુર દેશાવર લઇ જવા ભરાવ્યાં ને સાથે પોતાના મોટા છોકરાને મોકલવાને ઠરાવ કરયો, પણ રત્નશાહ આગ્રહ કરી કહેવા લાગ્યો કે હું ઘેરને ઘેર બેશી રહયોછું તેથી દેશાવર ખાતે મારે જે જે જાણવાનું છે તે રહી જાયછે, સબબ વહાણો સાથે હું જઇશ આ વાત સર્વેએ માન્ય કરી સાથે ચાર ગુમાસ્તા મોકલી વિદાય કરી આવ્યા.

કેટલાક દિવસ સુધી દરિયામાં ચાલ્યા એટલે એક બંદર આવ્યું ત્યાં વહાણો છીપાવી તજવીજ કરીતો માલના સવાયા થવા લાગ્યા, પણ તેટલા લાભથી વહેંચી દેવાનું રત્નશાહની નજરમાં

આવ્યું નહીં. આગળ જતાં બીજું બંદર આવ્યું ત્યાં બમણાં થવા લાગ્યાં, પણ નહિં વેચતાં ત્યાંથી આગળ ચાલ્યાં એટલે ત્રીજું બંદર આવ્યું તેમાં ત્રણ ગણા થવા લાગ્યાં. પણ ત્યાં માલનો ખુલાશો નહીં કરતાં લાંબા ચાલ્યા ત્યારે એક ઠગ લોકોનું બંદર આવ્યું. તેનો રાજા ઠગ ને રૈયત પણ ઠગ. બંદરમાં વાહાણ નાંગર્યા, એટલે કીનારે ઠગ લોકો વહાણોની રાહ જોતાં બેશી રહેલાજ હતા. તેમણે સાત વહાણ દીઠા તેથી ખુશી થઈ હોડીમાં બેશી સામા આવ્યા, ને રત્નસાહને કહેવા લાગ્યા કે અહીં તમારા માલનાં નાણાં સારાં ઊપજસે. રત્ન શાહે કહ્યું અમે આરતીઓ કરીએ એવો કોઇ સારો વ્યાપારીછે! ઠગોએ ઊત્તર આપ્યો—એક ધનાઢય શેઠ સ્વભાવનો સારો, જૂઠું તો જેને બોલવું નહીં એવોછે તેમનો સમાગમ તમને કરી આપીશું. ચાલો અમારી સાથે. રત્નશાહ પોતાના ત્રણ ગુમાસ્તા લઇ ગયો. રસ્તામાં બે ઠગ તેની સાથે રહ્યા ને બીજા બે ગોઠવણ કરવાને ઘેરલ ગયા. એકે રાજાને જઇને કહ્યું કે આજે સારૂં ભક્ષ અમારે હાથ લાગ્યુંછે, માટે ટંટો તમારીપાસે આવે તો અમારા ભણી ન્યાય કરજો. તમને અર્ધોભાગ આપીશું. રાજાએ હા કહી એટલે ત્યાંથી ચાલી જે હવેલીમાં પેલાને લઇ જવાના હતા, તે હવેલીમાં જઇ બધા એ મળી એક પંદર વર્ષના સુંદર છોકરાને સ્ત્રીનો પોશાક પહેરાવી બહુ શણગાર્યો. ને ત્રીજે માળ શોભાવી રાખ્યો હતો, ત્યાં એક પલંગઊપર બેસાડી બીજા આસપાસ સંતાઈ રહ્યા. થોડી વાર થઈ એટલે પછવાડે રહેલા બે ઠગ રત્નશાહને તેડીને ત્યાં આવ્યા. દરવાજા આગળ બે દ્વારપાળ બેઠા હતા, તેમણે કહ્યુંકે એકલા શેઠને જવા દેવાની આજ્ઞાછે, બીજા સર્વ બહાર રહો. શેઠે ગુમાસ્તાને નગરમાં ફરી વાહાણ ઊપર જવાની આજ્ઞા કરીને પોતે માંહે ગયા. પેહેલા માંળમાં કોઇ દીઠું નહીં, એટલે બીજે માળ ચડયા. ત્યાંપણ કોઇ

જોવામાં આવ્યું નહીં, એટલે ત્રીજે માળ ગયાને જુવેછે તો દિવાન-ખાનાનીમધ્યે પલંગઊપર રૂપસુંદરી દીઠી. તે શેઠને આવતા જોઇને ઊભી થઇ અને કાંડું ઝાલી કહેવા લાગીકે આવો પલંગઊપર. તેણે ગભરાઇને જરા આના કાની કરવા માંડી એટલે બાઝી પડી. તે જોઇ સંતાઈ રહેલા ઠગ એક પછી એક નીકળી આવ્યા ને શેઠને પકડી કહેવા લાગ્યા, કે તમે અમારી છોકરીની આબરૂ લીધી તેથી દરબા-રમાં ચાલો. રત્નશાહે જાણ્યું કે આપણે ઠગાયા પણ હવે ઊપાય નહીં. પછી આગળ શેઠ ને પાછળ ઠગ. એટલે રસ્તામાંથી લોકોનું લંઘર લકડધક કરતું દરબારમાં જઇ પહોંચ્યું.

એક ઠગ કહેવા લાગ્યો કે આ શેઠની સાથે અમારે કાંઈ પણ ઓલખાણ ન છતાં પૂછ્યા ગાછ્યા વગર ચાલ્યા ચાલ્યા ત્રીજા માળ સુધી આવ્યા, ને અમારી છોકરીની આબરૂ લીધી. રત્નશાહ પોતાની સર્વ વાત કહેવા જતો હતો, પણ રાજાએ ગર્જના કરી મ્હો બંધ કરી દેવરાવ્યું, ને આજ્ઞા કરીકે એનો માલ લૂટી લ્યો ને એને ગરદન મારો. આજ્ઞા થઇ કે તુરત માણસો દોડયાં ને માલ લૂંટી લીધો. શેઠને બાંધીને ગરદન મારવા લઈ ગયા. મારાએ કહયું કે તું તારા ઈષ્ટ દેવનું સ્મરણ કરીલે. રત્નશાહે તેમ કરવા માંડયું, તેના દિન વચન ઈશ્વર પ્રત્યે સાંભલી, તે મારાની ખાતરી થઇ કે શેઠ વગર અપરાધે માર્યો જાયછે, તેને દયા આવી એટલે કહ્યું કે, તું જો જાણ પાડે નહીં તો હું તને છોડી મુકું. શેઠે તે પ્રમાણે માન્ય કર્યું, ને વેશ બદલી ત્યાંથી ચાલ્યો. વાહાણ ઊપર તેના ગુમાસ્તાને પકડયા તેમણે કહ્યું કે અમે તો ચાકર છઇયે એ વિનાનો કશો સંબંધ અમારે છે નહીં માટે અમને મારશો નહીં. ગુમાસ્તાઓને છોડી મુકયા એટલે તેઓ દેશ ગયા.

રત્નશાહ ઢીંચણ સુધી ચોરણી પેહેરી માથે ફાળીઊં બાંધી ને

ચાલ્યો ચાલ્યો એક ગામની ભાગોળે આવી પોંહોંચ્યો. ત્યાં કુવાનું પાણી પાણીઆરી પાસેથી પીને માથે હાથ દઇ બેઠો એટલામાં એક ગૃહસ્થ ત્યાં આવી ચડયો. તેણે પુછયું અલ્યાભાઇ! તું કોણ છે? તેણે કહ્યું હું જાતનો વાણિયોછું ને એકલો મારો પંડછે કોઇ પેટ માટે રાખે તો રહેવાને તૈયારછું ને મને જે જે કામ બતાવશે તે કરીશ. પેલા ગૃહસ્થે પૂછયું તારૂં નામશું. તેણે ઊત્તર આપ્યો મારૂં નામ મૂર્ખો. ગૃહસ્થ બોલ્યો ઠીક છે મૂર્ખા! તું જો રોજ મારાં ઢોર ચારવાને ખુશી હોએ તો ચાલ મારે ઘેર તારાં અન્ન વસ્ત્ર હું પુરાં પાડીશ. મૂર્ખો તે કરાર સ્વીકાર કરી તેની સાથે ગયો.

જ્યાં બીજા ગોવાળીઆ ઢોર ચારવા જતાં હતાં ત્યાં મૂર્ખો પણ પોતાના ધણીના ઢોર ચારવા જતો. એક સમયે પોતે ઝાડની છાયા નીચે કુવાની ઢંઢકે બેઠોછે તેવામાં કેટલાક યાત્રાળુ લોક ત્યાં આવી પહોંચ્યા. ને સારી જગા જોઇને ઢાળોકર્યો. ને રસોઇ કરવાનો વિચાર કર્યો. એક કહે ખીચડી ઓરો. એક કહે લાડુ કરો. એક કહે ભાત દાળ રાંધો. એમ જૂદાં જૂદાં મત આપી લડમલડા કરવા લાગ્યા. પછી એક બોલ્યો ભાઇ! આપણને કોઇ કોઇનું કહેવું રૂચતુ નથી તો આ ગોવાળીઓ કહે તે કરવું. બધાંએ તે વાત માન્ય કરી ને ગોવાળિઆને પૂછયું કે ભાઇ! અમારે ખાવાનું શું કરવું? તેણે જવાબ દીધો રોટલા ને દાળ. પેલા તે પ્રમાણે ખાવાનું કરી પરવારી કુચ કરવાને તૈયાર થયા, ત્યારે મૂર્ખો બોલ્યો તમે કયાં જાઓછો? તેઓએ કહ્યું યાત્રા કરવા. મૂર્ખો કહે તમારામાં સંપ નથી તેથી રસ્તામાં લડી મરશો માટે મારા જેવો એક જણ સમાધાન કરાવનાર હોય તો ઠીક પડે. જો તમારી મરજી હોય તો હું તમારી સાથે આવું. તમે જેજે કામ કરવાનું કહેશો તે તે કામ કરીશ. આ વાત યાત્રાળુઓને ગમીને મૂર્ખાને હા કહી. તેણે પોતાનાં ધણીનાં ઢોર એક વિશ્વાસુ

ગોવાળીઆને સુપ્રત કર્યા ને પેલાઓની સાથે ચાલ્યો. આગળ જતાં એક સારૂં નગર આવ્યું એટલે ખાવાનું કરવાની તકરાર પાછી ચાલી. દરેકજણ જૂદા જૂદા અભિપ્રાય આપવા લાગ્યા. પણ કોઇ કોઇનું કહેલું પસંદ પડયું નહીં. ત્યારે મૂર્ખો બોલ્યો–ભાઇઓ! કાલનાં કરતાં આજનો મુકામ સોઇવાળી જગોએ થએલોછે તેથી જેજે જોઇએ તેતે મળી શકે એવુંછે ને ઘણાં જણની મિષ્ટાન ઉપર રૂચી જણાયછે, ને આગળ આવો મુકામ આવી શકશે કે નહીં તેવી અગાઊથી કલ્પના થઈ શકતી નથી, માટે લાડુ દાળ ભાત શાક આદિસામગ્રી કરો. તે પ્રમાણે તેમણે કર્યું. પણ કેટલાક મનમાં સમજ્યાકે આ મૂર્ખો નામનો મૂર્ખોછે, બાકી અંદરખાનેથી પહોંચેલો જણાયછે ને દેશ તેવો વેષ કરે એવોછે, તેથી નકી કોઈ ઠગ હશે એને સાથે લઇ જશું તો લાગ આવે આપણું લઇ જઇ રોવરાવશે. માટે એને સુતો મુકીને ચાલતાં થવું. ઠરાવપ્રમાણે પ્રભાત થતાં સર્વ ઊઠ્યા ને ચાલતા થયા ને મૂર્ખાને સૂતો મૂકયો. તેમના ગયા પછી પેલો જાગ્યોને જુવેછે તો કોઇ મળે નહીં. પછી તેપણ પોતાની મેળે એકલો રસ્તે પડયોને આગળ જતાં એક નગર આવ્યું, તેની ભાગોળે થાક ખાતો બેઠો.

થોડી વાર થઇ એટલે તે નગરના રાજાનો પ્રધાન નગર બહાર ફરવા ગયો હતો, તે ત્યાં આવી પહોંચ્યો. તે પેલા મૂર્ખાને જોઇ તેના મુખ સામુદ્રિકા ઉપરથી સમજી ગયો કે કોઈ કુલીન દુઃખનો માર્યો આવ્યો છે. તેને પૂછ્યું તુ કોણ છે? ને તારૂં નામ શું? તેણે કહ્યું હું વાણિયો છું ને મારૂં નામ મૂર્ખોછે મને કોઈ પેટ માટે રાખે તો રહેવાને તૈયાર છું. પ્રધાને કહ્યું ઠીક છે. ચાલ અમારે ઘેર મારો પુત્ર નિશાળે ભણવા જાય છે, તેની સાથે જવા આવવા તથા ત્યાં તેની પાસે બેશી રહેવા એક માણસની જરૂર છે. મૂર્ખો બોલ્યો એ કામ

તો હું ઘણી ખુશીથી કરીશ. પછી બંને જણ ઘેર ગયા.

મૂર્ખો પ્રધાન-પુત્ર સાથે નિત્યે નિશાળે જઇ તેની પાસે બેશી રહેતો. એક સમે પંડયાજી કોઇક ગામ ગયા ત્યારે પ્રધાન-પુત્ર વડો નિશાળીઓ હતો, તેને સ્વાધીન નિશાળનું કામ કર્યું. રાજાની પુત્રીપણ ત્યાંજ ભણતી હતી તેને તથા પ્રધાન-પુત્રને અન્યોઅન્ય પ્રીતિ હતી, અને એક બીજાને પરણવાનો ભાવ હતો, પણ તે સંબંધી એકાંત વાત કરવાનો લાગ આવતો ન હતો. પંડયાજી ગયા એટલે બપોરની વેળાએ નિશાળીઆને ખાવાની છૂટી આપી, તેથી નિશાળમાં કોઇ રહ્યું નહીં. મૂર્ખાના સમજવામાં પ્રથમથી થોડુંક હતું તેથી ખેલ જોવા મચલો થઇ મ્હોડે ઓઢીને ઊંઘતો હોય એવો ડોળ કર્યો. પ્રધાન-પુત્રે જાણ્યું કે મૂર્ખો ઊંઘેછે ને હવે કોઇ નથી તેથી પડદો ઊંચો કરી રાજપુત્રીને કહેવા લાગ્યો—હવે આપણે કેમ કરવું ? તે બોલી મારો પ્રેમ તમારા પ્રત્યે થયોછે તેથી તમનેજ વરવાનો મેં નિશ્ચય કર્યો છે, પણ મારો પીતા રજા આપશે નહીં, માટે આપણે આજ રાત્રે કહીં પરદેશ નીકળી જઇયેં ત્યાં પછી પરણીશું. હું રાત્રની વેળા મારૂં વાહન લઇને ભાગોળે કુવાની પાસે તમારી રાહ જોતી ઉભી રહીશ. તમે જો વેહેલા જઇ પહોંચો તો મારી વાટ જોજો. પ્રધાન-પુત્રે કહ્યું એ વિચાર બરોબરછે.

રાત્રપડી એટલે રાજપુત્રી તૈયાર થઇ પોતાની દાસીસુદ્ધાં ભાગોળે જઇ વાટ જોતી ઊભી રહી. પ્રધાન-પુત્રે પણ એક પાણી પંથા ઘોડાઊપર સામાન નંખાવી તૈયાર રખાવ્યો, ને એક ખડીઆમાં દાગીના તથા પૈસો ટકો ઘાલી તેપણ તેનાઊપર નંખાવી રાખ્યો. પ્રધાન-પુત્રની થતી તૈયારી પેલો મૂર્ખો જોયાં કરતો હતો, તેણે વિચાર્યું કે કાંઇ તાલમેલ લગાવીશું નહીં, તો અસ્વાર થઇને ચાલતો થશે, માટે હવે તો ઢીલ કરવી નહીં. પછી તે પ્રધાનની નજરે

પડે એવી રીતે ઊભો રહયો, ને માહા વિચારમાં પડયો હોય એવું ડોળ કર્યું. તેના ઊપર પ્રધાનની નજર પડી એટલે બોલાવી કહેવા લાગ્યો કે તું આવડો શા ઊંડા વિચારમાં છે? તેણે કહ્યું હું એક ચમત્કાર જાણી સ્તબ્ધ બની ગયો છું. તમને તેની જાણ પડવા દઊં છું તોપણ ખોટું છે ને નથી પડવા દેતો તોપણ ખોટું છે પ્રધાન બોલ્યો— અલ્યા મૂર્ખા! તારી વાતમાં તે શું ઠેકાણું હશે? મૂર્ખે જવાબ દીધો ઠેકાણું હોકે નહો પણ તમારૂં ઠેકાણું ટળે એવું છે.

પ્રધાને કહ્યું અરે ભાઇ! એમ હોય તો સત્વર મને કહીદે. તે બોલ્યો રાજકુમારીએ અને તમારા પુત્રે નીકળી જવાનો વિચાર કર્યોછે. મારી વાત જો સાચી લાગે નહીં તો ઘોડાસરમાં જઇને જુવો કે પાણી પંથા ઘોડા ઉપર સામાન માંડી રાખ્યોછે કે નહીં. પ્રધાને કહ્યું અરે ભાઇ! એમ હોય તો મારૂં ઠેકાણું ટળે એમાં કાંઇ શક નહીં. એમ કહી ઘોડાસરમાં જઇ જુવેછે તો મૂર્ખાના કહેવા પ્રમાણે તૈયારી થએલી તેણે જોઇ, તથા પોતાના પુત્રને ઘરમાં ઘાલ મેલ કરતો અને અધીરો બની ગએલો જોયો, એટલે મૂર્ખાને કહેવા લાગ્યો—તું તો ખરે ખરો ચતુર છે હવે શું ઉપાય કરવો તે તું મને કહે. મૂર્ખો બોલ્યો આપણે જાણ્યું એવી ખબર તમારા પુત્રને પડવા દેવી નહીં, ને જતો અટકાવવા ને તેનો ઉપાય કરવો, કે અત્યારે ત્રણ ચાર નાણાવટીને શીખવીને બોલાવવાને તેમની પાસે કહેવરાવવું કે તમારા પુત્રે અમારે અહીંથી આટલી રકમોની ઉપાડ કરીછે તે અપાવો. તકરાર નું સમાધાન કરવા એમને રોકીશું એટલે વેળા ચુકી જશે. પછી એમનું કંઈ ચાલવાનું નથી. પ્રધાનને આ વિચાર પસંદ પડયો તેથી એક વિશ્વાસુ માણસને ત્રણ આબરૂદાર નાણાંવટીઓ જે પોતાના લેવડદેવડવાળાં હતા, તેમને શીખાવી તે પ્રમાણે તકરાર કરવા બોલાવ્યા. પ્રધાન-પુત્ર જેવો નીકળી જવાને ઘોડાસરમાં જતોઃ હતો

તેવોજ એક નાણાવટીએ કાંડો પકડીને પ્રધાનનીપાસે આણ્યો, અને ચોપડામાં જુઠી રકમો દાખલ કરી હતી તે બતાવી કહેવા લાગ્યો કે ફલાણા દહાડા વારે તમારા પુત્ર આટલી આટલી રકમો ઉધાર લઈ ગયાછે. પણ ત્યાર પછી એક પાઇ ભરી નથી. ને પાંસરો જવાબ દેતા નથી માટે મને મારા રૂપીઆ આપો. બીજો પણ એમજ કહેવા લાગ્યો. ત્રીજાની તકરાર પણ એવીજ નીકળી, એટલે પ્રધાન પુત્ર તો આભો બની ગયો અને કહેવા લાગ્યો કે આવા તરકટી તમે કોણ છો? નાણાંવટી બોલ્યા—તમને રૂપીઆ આપીને લેવા આવ્યા એટલે તરકટી થઇએ એમાં નવાઇ નથી. "ગરજ સરી એટલે વૈદ્ય વેરી" પ્રધાન બોલ્યો—આ શાહુકાર જુઠું બોલે એવા નથી. આપણી સાથે લાંબુ ખાતું પત્રુ ચાલેછે પણ કોઇ દિવસ કાંઇ તકરાર પડતી નથી. તું જો ઉપાડ કરી આવ્યો હોએ તો તેમને તે પાછા આપવા જોઇયે તું ફરી જાય તો મારી આબરૂને લાંછન લાગે, ફકદડ વેડા કરવાનુ અમારે અહીં કામ નથી. હવે એ લોકોનો નીકાલ કર્યા વગર સિદ્ધિ નથી. તે બોલ્યો મેં એક પાઇનો ઉપાડ કર્યો નથી ને એ કોણ છે તે પણ હું જાણતો નથી. નાણાવટીઓ પણ ના થાય ભૂંડાને શા કામ માં વાવરવા લીધાછે તે વિગત સુદ્ધાં ચોપડામાંથી કહાડી બતાવી તકરાર કરવા લાગ્યા. એમ કરતાં મધ્ય રાત્ર જવા આવી એટલે મૂર્ખાએ ધાર્યું કે રાત્ર અંધારી છે ઘોડા ઉપર સામાન તૈયારછે, આ બધાં માથા ફોડવા મંડી ગયા છે તે ગડબડમાં હું સવાર થઇ ચાલતો થઇ રાજકુમારીને મળું. પછી પોતે અસ્વાર થઇને ચાલ્યો. ભાગોળે એક ઘોડા ઉપર રાજકુમારી ને બીજા ઘોડા ઉપર તેની દાશી પ્રધાન-પુત્રની રાહ જોતાં ઉભા રહ્યાં હતાં તે પાણી પંથા ઘોડાની ચાલ જોઇ સમજ્યાં કે પ્રધાન પુત્ર આવ્યો. તે આગળ થયો ને બને તેની પછવાડે ચાલ્યાં એમ કેટલાક ગાઉ નીકલી ગયા. સવાર થઈ એટલે

રાજકુમારી જુવે છે તો પ્રધાન-પુત્રને બદલે મૂર્ખો દીઠો. તેને કહેવા લાગી કે તારો શેઠ કયાં ? તે બોલ્યો હાલમાં તેમનાથી અવાય એવું નથી માટે મને મોકલ્યોછે, ને કહ્યું છે કે એક આશ્રેના નગરમાં જઇ વિગત વાર ઠેકાણુ લખી મોકલજે. હું પછવાડેથી છ માસ પછી આવી પહોંચીશ. બંને સંગાતે જઇએ તો રાજા શોધ કરાવે તેથી ઝલાઇ જઇએ, રાજકુમારીએ તે વાત સાચી જાણીને આગળ ચાલ્યાં. એક વિશાળ નગર આવ્યું ત્યાં જઇ એક ઘર ભાડે રાખીઆગળ તેમાં સર સામાન ભરી, ખાઇ-પી દિવસ નીરમગન કરવા લાગ્યાં. એમ કરતાં છ માસ વિતી ગયાં પણ પ્રધાન-પુત્ર આવ્યો નહીં એટલે રાજકુમારી ઘણી વ્યાકુળ થવા લાગી, તેને મૂર્ખાએ આડું અવળું સમજાવીને સાંત પાડી અને કહ્યું કે હવે એક મહિનામાં તો આવ્યા વગર રહેશે નહી. રાજ કુમારી આશા ભેર દીવસ કહાડવા લાગી.

એકવાર મૂર્ખો બજારમાં શાકભાજી લેવાને ગયો હતો તેવામાં એક રાજાના જાસુદે કોઇને કહેવા માંડયું કે રાજાને કોઇ ચતુર પ્રધાન જોઇયે છીયે. પણ તે જાતનો વાણીઓ હોવો જોઇયે. ઘણા લોકોની મરજી તો થાયછે, પણ રાજાએ ચાર ગોળા કરી મુકયાછે તેનું મુલ કરાવેછે તે કોઇથી થતું નથી એટલે રાજાને કોઇ પસંદ પડતું નથી. મૂર્ખો આ વાત સાંભલી વિચાર કરવા લાગ્યો, હું જાતનો વાણીઓ તોછું, પણ ગોળાની કિંમત શી રીતે કરવી એ સૂઝપડે તો મારૂં કામ થાય. પછી તેપણ રાજદરબારમાં ગયો. સર્વેને માંહે જવાની છુટ હતી. એટલેછેકે રાજ્યાસન સુધી તેણે જઇને અડાવ્યાં. તેનું બાહેરનું ડોળ જોઇને બીજા આસપાસના કારભારીઓ કહેવા લાગ્યા કેઆ તે શું કીમત કરનારછે. રાજા બોલ્યો ડોળ ઊપર જોવું નહીં બુદ્ધિ પરીક્ષાવગર ઢંકાયલી રહેછે. પછી તેનામોં આગળ ચાર સમ ગોળા લાવીને મુકયા. તેણે વિચાર્યું કે દેખાવમાં બધાં

બરોબર છે પણ મુલમાં ફેરફાર પડવા સારૂ માંહે રત્ન ઘાલ્યાં હશે. માટે તેઓના વજન પ્રમાણે તોલમાં ફેર પડવો જોઇએ પછી અક્કેકા હાથમાં અકકેકો ગોળો લઇને વારાફરતી ધારણ કરી જોઇ. તેને ત્યાં ઝવેરાત સાનમાં મૂકી જઇને લોક રૂપીઆ ઊપાડતા તેથી તેનું તોલકરી કીંમતનો આસરો કહાડવાની તથા તેની જાત પરખવાની તેને માહીતી હતી, તેથી જે ગોળો સર્વનાથી ઓછો તોલમાં લાગ્યો. તેમાં કાંઇ નહીં હોય એવુંધારી બીજા ગોળાનું વજન તેટલું ગણી કુલ વજનમાંથી કાપી નાંખતાં બાકી રહેલું વજન દરેક રત્નનું ગણ્યુ. અને ઊંચી જાત પ્રમાણે તેની કિંમતનો અડસટો કહાડી કહેવા લાગ્યો કે આતો અમુલ્ય છે. આ બીજો નવ લાખના સુમારનો છે. ત્રીજો એક લાખનો ને ચોથો કોડીનો. ખરે રાજાએ ત્રણમાં રત્ન ઘાલ્યાં હતાં ને ચોથો ખાલી હતો. તે ચારે એક બીજાથી ઓળખી કદાચ એટલા માટે બીજાના જાણવામાં આવે નહીં તેવી નિશાનીઓ કરી હતી. તે તપાસી તો પેલાએ બતાવેલા તફાવત સાથે મળતી આવી એટલે તેના ઉપર ખુશી થઇ ગયો. ને તેને તેની જાત પુછી. તેણે કહ્યું હું મ્હોટા વેપારીનો પુત્ર છું મારો માલ એક દેશના રાજાએ લૂંટી લીધો ને મને ગરદન મારવા માંડયો, ત્યાંથી વેશ બદલી બચી આવ્યો છું તેથી આવો પોશાક પહેરૂં છું. રાજાને તે વાત સારી લાગી ને ત્યાર પછી તેને પ્રધાન-પદ આપ્યું રાજાએ કહ્યું તમારૂં નામ શું ? તે બોલ્યો મારૂં નામ મૂર્ખો. રાજા કહે હવે એવું નામ રાખવું નહીં તમે રત્ન પરિક્ષા કરી માટે હવેથી તમને રત્ન પરીક્ષક કહીશું. તમે દરબાર પાસે પેલો મેહેલછે તેમાં રહો તમારી સાથે બીજું કોણ છે ? તેણે કહ્યું એક મારી સ્ત્રી ને એક દાસી છે. હાલમાં તો મેં મુકામ રાખ્યોછે ત્યાંજ રહીશ નેશુભ મૂહુર્ત પૂછીને મેહેલમાં વાસ કરીશ. રાજાએ કહ્યું ઠીકછે. પછી પાંચે

પોશાકનો રાજાએ શીર પાવ કર્યો તે એક ડોશીને ઘેર મુકીને સાંજ પડવા આવી એટલે મૂર્ખો પોતાના સ્થાન ઉપર આવ્યો, કે રાજકુમારી ધમકાવવા લાગી અને બોલી કે, મેં તને શાક લેવા મોકલ્યો ને આખો દિવસ તું આવ્યો નહીં તેથી મારે લુખુ ખાવુ પડ્યું. તે બોલ્યો મને બે આના રોજની મજુરી મળી એટલે હું તેમાં રોકાયો. હાલથી તો રૂપીઓ એક રોજ મળશે પણ જમીને જવું તે છેક સાંજનાં પાછાં ઘેર આવવું એમ ઠર્યું છે. રાજકુમારી બોલી ઘેર બેશી રહેવા કરતાં ઉદ્યોગ કરવો એ સારૂં છે. વળી આપણી પાસે ખરચી ખુટવા આવીછે માટે એ તો ઠીક થયું. પછી હમેશાં રત્ન પરીક્ષક સવારમાં જઇને પોતાનાં નઠારાં લુગડાં પેહેરી ઘરમાંથી નીકળે ને પેલી ડોશીને ઘેર જઇ સારો પોશાક પેહેરે. ત્યાં પોતાનું ઘર છે એવું માણસો ને કહી રાખેલું હતું. પણ મ્યાનો લઇને ભોઇ ત્યાં આવતા તેમના વગર બીજા કોઇ દરબારના માણસો- ને આવવાની મના કરેલી હતી. ત્યાંથી મ્યાનો આવે એટલે તેમાં- થી દરબારમાં જતો. તે સાંજે પાછો તેજ ઘેર આગળ ઉતરી પડી પોતાના અસલના લુગડાં પેહેરી મુકામપર જતો, એમ કેટલાક દિવસ વિતી ગયા. કારભારપણ ઘણીજ સારી રીતે ચલાવવા લાગ્યો તેથી રાજાનો પ્રેમ દિનપર દિન વધતો ગયો.

વાયદા પછી વાયદા વીતી જવા લાગ્યા એટલે રાજકુમારીએ પ્રધાનપુત્રની આશા છોડી. તેણે ધાર્યું કે તે રાજાથી ડરીગયો હશે તેથી આવ્યો નહીં ને મને દગો દીધો. હશે હવે જે થયું તે ખરૂ એમ કહી નિરાશામાં દિવસ ન નિર્ગમન કરવા લાગી. એકવાર દાશી કંઇ લેવાસારૂ બહારગઇ તેના જોવામાં મ્યાંનામાં બેઠેલો મૂર્ખો આવ્યો એટલે રાજકુમારીને કહેવા લાગીકે આપણામૂર્ખાના જેવો કોઇ મ્યાંનામાં બેશીને જતો મે જોયો ફેરમાત્ર લુગડાંનો હતો.

રાજકુમારી બોલી—મૂર્ખાને બેસવાને મ્યાંનો ક્યાંથી. પણ એ છે તો બુધ્ધિવાળો તેથી કોણ જાણે કંઇ યુકતી લગાવી હોયતો. રોજરોજ એના મોંઊપર નુર વધતું જાયછે, અને એના ચીથરે હાલ પોશાકમાં પણ કોઇ રાજકુમાર જેવો દેખાયછે. અંદેસો પડયો તેથી ચિકિત્સા જોવાસારૂ જ્યારે મૂર્ખો જમીને ગયો, ત્યારે તેવી પછવાડે દાસીને મોકલી. પેલી ડોશીનું ઘર આવ્યું એટલે મૂર્ખો પોશાક બદલી ઊમરાઊપર આવ્યો કે તુરત મ્યાંનો આવ્યો તેમાં બેશી દરબારમાં ગયો. દાસી આવીને તે સમાચાર રાજકુમારીને કહ્યા. સાંજે જ્યારે મૂર્ખો પાછો આવ્યો ત્યારે રાજકુમારી પ્રસન્ન થઇ કહેવા લાગી, તું કોઇ ડોશીના ઘરમાં પોશાક બદલી મ્યાનામાં બેશી રાજદરબારમાં જાયછે, અને મારે મ્હોડે મજુરીનું જુઠું નામ દેછે. એમ ખરી સ્થિતી છુપાવી રાખવાની શી અગત્ય છે? ઇશ્વરની ગતિ ન્યારીછે. તે રંકને રાજા કરે ને રાજાને રંક કરે તેમાં તું તો બુદ્ધિશાળી છે. તેથી તારો પતો લાગે એમાં નવાઇ નથી. રત્નપરીક્ષકે ક્ષમા માગી સર્વ વૃતાંત કહયું. તે સાંભળી રાજકુમારી ઘણી ખુશી થઇ, અને કહેવા લાગી કે પ્રધાન-પુત્રે મને દગો દીધો ને હજુ શુધી આવ્યો નહીં, માટે હવે એ મારે જોઇએ નહીં. આજથી હું તારી સ્ત્રી ને તું મારો પતિ; બીજા સર્વે ભાઈ બાપ બરાબર છે. રત્ન-શાહ બોલ્યો હાંહાં! એવા સોગન ખાશો નહીં. પ્રધાન-પુત્રને એમાં દોષ નથી. પણ મારોછે. તમારો પ્રેમ પ્રધાન-પુત્ર ઊપર થયો એ મને ઘણું અઘટિત લાગ્યું, માટે તમે એના ઊપર અભાવ કરી કોઇ રાજવંશી ને વરો તેટલા સારૂ બધો પ્રપંચ રચ્યો હતો. રાજકુમારી બોલી ખરી વાત અજ્ઞાનપણાથી પ્રેમના આવેશમાં આવી નિકળી જવાનો વિચાર કર્યો, એ મારા જેવી રાજપુત્રીને ઘ-ટિત ન હતું. ઊછાછળાપણામાં અવિચાર કરી મારા માત પિ-

તાને દુખી કરનાર હું થઇ. તેથી હવે મને ઘણો પસ્તાવો થાયછે, પણ હજુ સુધી મેં મારા કુળને લાંછન લગાડયું નથી. પ્રધાન-પુત્ર મારી સાથે આવ્યો હોત તો તેના સાથે નીકળી ગયાનો અપવાદ ચોટત. હવે તુંજ મારો પતિ તારા જેવા ગુણુરા અને બુદ્ધિસાગર સાથે સંબંધ થવામાં હું આભાર માની લઉં છું. ઇશ્વર કૃપાથી તું મ્હોટા એક રાજની લગામ તારા યશવંત હાથમાં લઇ સારી રીતે સર્વને નિયમમાં રાખી રૈયતને સુખ આપેછે તો તારા કરતાં બીજો સારો રાજકુંમાર મને કયાંથી મળવાનો હતો ?

એ પ્રમાણે સર્વ વાતનો અન્યોઅન્ય ખુલાશો થયો ત્યારપછી શુભ મુહુર્તે દરબાર પાસેના મેહેલમાં વાસ પુરી પછીથી પરણ્યાં, ને આનંદમાં દિવસ ત્વરાથી જવા લાગ્યા. રત્નપરિક્ષક મૂળથી સ્વરૂપવાન હતો, તેથી એક જાદુવિદ્યાવાળી તંબોલણનાં દયામાં ઉતર્યો. તણે વિચાર્યું કે મારી પાસે સારી વિદ્યાછે ને મારા લાયક કોઇ વર ન મળવાથી હજુ સુધી મેં લગ્ન કર્યું નથી. પણ જો રત્નપરિક્ષક સાથે લગ્ન થાય તો આપણું જન્મ સફળ. નહીં કર અફળછે. તંબોલણ એને કેમ પરણે માટે તેણીએ એક પડોશી સાથે જમીનનો કજીએ ઊભો કર્યો, તેનો ન્યાય જમીન નજરે જોયા વગર થાય એવો ન હતો, તેથી રત્નપરિક્ષક પોતે ત્યાં આવ્યો. તેમને માનપૂર્વક આદર સત્કાર કરી તંબોલણે પાનનું બીડું આપ્યું, ને જાદુનો એક દોરો તૈયાર કરી રાખ્યો હતો તે પગે બાંધી દીધો એટલે પોપટ થઇ ગયો, પછી એક પાંજરામાં ઘાલી ઊંચે લટકાવી મુકયો. બે ચાર દિવસ થઇ ગયા એટલે રાજકુમારી શોધ કરવા લાગી. તથા રાજાએ પણ ઘણો તપાસ કરાવ્યો તથાપિ કંઇ પત્તો હાથ લાગ્યો નહીં. એક વાર તંબોલણ પાંજરાનું બારણું બંધ કરતાં ભૂલી ગઇ, એટલે પોપટ ઉડીને રાજાના મેહેલ ભણી જઇ રાજાની પુત્રી નાહાતી હતી, તેનો

હાથ ઉપર બેઠો. તેને જોતાં વાતજ પગે કાળો દોરો દીઠો, તે છોડી દીધો એટલે પુરૂષ બની ગયો. રાજપુત્રી બોલી તમે મારી એબ જોઇ તેથી તમે મારા સ્વામી છો. તે બોલ્યો તું મારા રાજાની પુત્રી તે તારી સાથે લગ્ન થાય નહીં. રાજપુત્રી બોલી ગમે તે થાએ પણ હવે હું એબ કેમ બતાવું. પહેરેગીરે પુરૂષનો સ્વર સાંભળ્યો એટલે તજવીજ કરવા માંડી. રત્નપરિક્ષકે વિચાર્યું કે રાજા લોક માંકડાની જાતનાં કહેવાય છે. ખરૂં કારણ હુ વિદિત કરીશ પણ વેહેમ ખાધા વિના રહેશે નહીં, માટે પ્રસિદ્ધ પડવામાં માલ નથી. અગાશીમાંથી એક પાસેના ઘરની બારીમાં જવાય એવું હતું તેમાં પેશી ગયો. એ ઘર તે નગરના એક નામીચા શેઠનું હતું, તેની પુત્રી પરણવાને યોગ્ય થએલી હતી, તે ઉપલા મેડા ઉપર બેઠી હતી. તે રત્નપરિક્ષક પ્રધાનને જોઈ આશ્ચર્ય તો પામી. પણ ભેદ જાણ્યો એટલે કહેવા લાગી કે ઇશ્વર કૃપાથી યોગ્ય આવવાનો માટેજ અચાનક તમારૂં આવવું અહિં થયું છે. તમારી ચતુરાઇ મારા જાણવામાં આવી હતી ત્યારથી ઇછિતી હતી, કે તમારી સાથે મારૂં લગ્ન થાય. પણ તમે પ્રધાન પડયા એટલે વાત કેમ કહાય. મારા પિતા જો જાણે તો તરત આજ્ઞા આપે. એકવાર મેં મારી મરજી જણાવી હતી, પણ તે બોલ્યા કે વાત અસંભવિતછે. પેહેરેગીર બારી ઉઘાડી દેખી, માંહે આવે એવી ધાસ્તીથી તે બંધ કરી તેટલામાં નીચે પુછ પરછ થવા લાગી, એટલે પેલો શેઠ ઊપર આવ્યો, ને જુવેછે તો બંને જણને વાતો કરતાં જોયા. તેથી આશ્ચર્ય લાગ્યું પણ વૃતાંત જાણ્યું ત્યારે તેની જિજ્ઞાશા તૃપ્ત થઈ. તે બોલ્યો રાજાના પેહેરેગીર નીચે શોધવા બેઠાછે, ને બીજા માળ ઉપર આવ્યાછે તમે અહીં સુઇ જાઓ. હું કહુંછું, કે ઉપર મારો જમાઇ મારી પુત્રી સાથે છે, માટે જશો નહીં, પેલો નીચે ગયો એટલે રત્નપરિક્ષકે વિચાર્યું કે હવે અરધાં

જમાઇ તો થઇ ચુકા. વધારે ડહાપણ કરવા જઇશું તો સપડાવી દેશે. પછી પોતે આનાકાની કર્યા વગર ઓડીને સૂઇ રહયો. માણસો તજવીજ કરીને ગયાં. ત્યારપછી શેઠે ગોર બોલાવી છાની માની પોતાની પુત્રીને રત્નપરિક્ષક વેહેરે પરણાવી દીધી કે આગળ ઉપર ખોટો વિચાર આણે નહીં.

રત્નપરિક્ષકને થોડાદિવસ કહિંપણ બહાર નીકળ્યાવગર અને કોઇને દેખાવ દીધા વગર ઘરમાંને ઘરમાંપેશી રહેવાની જરૂરપડી. પણ ગને સને નગરમાં છાનીમાની વાત થવા લાગી. એની સાથે આવેલી રાજકુમારી જે એને વેહેરે પરણી હતી, તેની તજવીજ તો નાનાપ્રકારની હતી. તેના જાણવામાં આવ્યું, એટલે પેલાશેઠને ત્યાં જઇને જુવેછે તો પોતાના સ્વામીને શેઠની પુત્રીસાથે વાતો કરતાં જોયા. તેને તેનો કાંડો પકડી કહેવા લાગીકે તમે નગરમાં છતાં દેખયા નહીં, અથવા સમાચાર કહાવ્યા વગર કોઇના ઘરમાં ભરાઇ રહ્યા, તેથી મને ઘણુંજ માઠું લાગ્યુંછે. તે સર્વ વૃતાંત કહીને બોલ્યો કે નિરૂપાયથી રહેવું પડયુંછે ને રીતભાત બદલવી પડી, તે તમારે ખોટું માનવું નહીં. આ પ્રમાણે વાત કરેછે એટલામાં પેલી તંબોલણને ખબર પડવાથી તે આવી પહોંચી. રાજાની છોકરી તો પડોશમાં હતીજ એટલે તેની દાસીઓ ક્ષણક્ષણની બાતમીયો મેળવી તેને કહેતી હતી. તેણે જાણ્યુંકે સર્વે ખેંચમખેંચા કરેછે, એટલે હવે વાત પ્રસિદ્ધ પડશે. તેમાં હું જો જઇને તેમજ કરીશ તો સારો પરિણામ આવશે. તેપણ ત્યાં જઇને કાંડેબાઝી. મૂળની રાજકુમારી કહે એ મારો નાથ. શેઠની પુત્રી કહે મારો. તંબોલણ કહે મારો. ને રાજપુત્રી કહે મારો. રત્નપરિક્ષકની તો ચોતરફથી ખેંચમખેંચા થવાલાગી, એટલે પાસેનાં ઘરનાં માણસો તમાશો જોવાને એકઠાં થઇ ગયા. રાજપુત્રીની દાસીએ રાણીને સર્વ કહ્યું. પછી રાજાને

જાણી જોઇનેજ જાણ કરી એટલે તે આવ્યો. પણ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને રત્નપરિક્ષકને કહેવા લાગ્યોકે તમે કેમ સંતાઇ રહ્યા હતા. તેણે ક્ષમા માગી માંડીને સર્વ વાત કહી એટલે રાજા કોપાયમાન થશે એવી ધારતી હતી તે તો જાતી રહી. પણ મોટો લગ્ન સમારંભ કરી પોતાની પુત્રી તેને પરણાવી. અને પોતાની વૃધ્ધાવસ્થા થઇ હતી તેથી રત્નપરિક્ષકને રાજ સોંપ્યું. તેણે એવી રૂડી રીતે રાજ ચલાવ્યું કે રૈયતનો આશીરવાદ પામ્યો, અને પોતાનો ભંડાર પણ વધ્યો. રાજાને કોઇ પુત્ર ન હતો તેથી રત્નપરિક્ષક સરખા સુજ્ઞ જમાઇને પુત્ર માની વૃદ્ધાવસ્થામાં સુખી થયો.

રત્નપરિક્ષકને આવી સુખાવસ્થામાં પોતાનાં માત પિતા ભાઇ ભાંડુ આદિ સાંભરી આવ્યા. તેમની તપાસ કરાવીતો પોતે રહેતો તે નગર દુકાળથી નાશ પામી સર્વ લોકો દુખી થઇ, જેને જ્યાં ફાવ્યું તે ત્યાં જતા રહ્યા હતા. રત્નપારખે વિચાર્યું મારાં માતપિતા આદિ દુર્બલ થઇ ગયાં હશે, તેથી કદાપી અહીં આવશે, માટે પોતાને હાથે સદાવ્રત આપવાનું ચાલુ કર્યું. જે માણસ જેવું દુખી તે માણસને તેવું દાન આપી તૃપ્ત કરવા લાગ્યો. તેથી તેની વિખ્યાતી દેશે દેશ પ્રસરી, ને જેમ જેમ તે પ્રસીધ્ધ પામ્યો, તેમતેમ ઘણા દુખી લોકો એના નગરમાં આવવા લાગ્યા.

કેટલાક દિવસ પછી તેનાં માતપિતા, ભાઈ, ભાભીઓ, અને તેની સ્ત્રી, એક ટોળુંનેટોળું થઇ ભટકયા કરતાં હતાં, તે આવી પહોંચ્યાં. વાહાણો લુટાયાના ને રત્નશાહ મરાયાના સમાચાર ગુમાસ્તાઓએ ઘેર જઇ કહ્યા હતા, તેથી રત્નશાહ જીવતા હશે તેનો વિચાર તેમનાં મનમાં કયાંથી હોય? તેના પિતાની દુકાન એજ સમાચારથી ભાગી હતી ને ત્યારનો દુખી થયો હતો, તેથી તેણે વિચાર્યું હતુ કે જ્યાં સુધી રત્નશાહના પગલાં રહ્યાં ત્યાં સુધી સુખ

રહયું ને જ્યારથી તે ગયો ત્યારથી સુખ ગયું તેમાં અધુરામાં પુરૂં દુકાળ પડયો, ત્યારે તો ભીખ માંગતાં પણ સર્વનું પુરૂં થવા માંડયુ નહીં. તેઓ રત્નપરિક્ષકપાસે આવી પહોંચ્યા કે તુરત સર્વને તેણે ઓળખ્યા ને સ્વાભાવીક વલણ તેમને ભેટવાનું થયું. પણ પુરી ખાતરી કર્યા વગર તેમ કરવું તેના મહાન પદને ઘટિત ન હતું, પણ મન મારી રાખી તેમની સર્વ હકીકત સાંભળી લીધી. પછી તેની ખાતરી થઇ એટલે પોતાના મેહેલમાં રહેઠાણ આપ્યું, તથા પોશાક ઘરેણાં આદિ આપી, તેમને અછો અછો વાનાં કરવાં માંડયાં. આખરે ઘણી વાર તેનું મન રહ્યું નહીં. રાત્ર ભોજન સમીપે તેમને માટે રસોઇ થઇ હતી ત્યાં પોતે ગયો. પોતાની સ્ત્રીને વિધવાની સ્થિતીમાં જોઇ તેનું હૃદય ઘણું ભરાઇ આવ્યું, તેથી તે પોતાના પીતાને દુઃખ સુખના ભેગા આવેશમાં બાઝી પડયો. આ દેખાવ સર્વને આશ્ચર્યકારક લાગ્યો. તેનો પિતાતો દિંગમૂંઢ બની ગયો. પણ જ્યારે સર્વ વૃતાંત રત્નપરિક્ષકને મોઢેથી સર્વેએ સાંભલ્યાં, અને તેણે જાણ્યું કે જેણે સર્વ આટલાં બધાં સુખી કર્યા તે તેમની ધારણા પ્રમાણે હાલહવાલ થઈ મરણ પામેલો રત્નશાહ છે, ત્યારે તેઓને સાનંદાશ્ચર્ય લાગી સુખ પ્રાપ્ત થયું. તે અકથ છે.

---

## નેકીની થયેલી ફતેહ.



હીમાયલ પર્વતના એક શહેરમાં હરીચંદ નામે એક રાજા રાજ્ય ચલાવતો હતો. તેને પેટે એકે ફરજંદ નહીં હોવાથી, તે ગમગીન રહેતો, અને સદાએ ભકિતમાં ઘણોક વખત ગુજારતો. થોડીક

મુદત ગુજરવા બાદ ઇશ્વરની કૃપાથી આ રાજાને ત્યાં એક છોકરા જન્મ થયો જે ઘણો સ્વરૂપવાન હતો. આ શાહજાદાનું નામ નિલવંત રાખ્યું હતું. નીલવંત ઉમરે પુગતાં ઘણો દલેર, કાબેલ અને ઉદાર દીલનો થયો. નીલવંત ઘણો ધર્મી અને સાચા ધાનતનો હતો એ વખતે તેને પોતાના દીલમાં એવી ઉમેદ ધારી, કે તેની આખી રૈયત દોલતમંદ થાએ તો સર્વે જણ આબાદીથી પોતાનો વખત ગુજારે. એવું ધારી તેણે ખરા દીલથી મહાદેવની પ્રાર્થના કરી, અને લાંબી મુદત સુધી એવીજ દુઆ ચાહી. માહાદેવ એક વખત પ્રસન્ન થઇ તેના દીલની ધારણા પાર પાડી, અને સર્વેને દોલતથી ભરપુર કયા પણ તેનું પરીણામ એ નીપજ્યું, કે સઘળાઓ દોલત વાન થવાથી કોઇ કોઇને ગાંઠવા નહીં લાગ્યા, અને સર્વે એક બીજા ઊપર હાકમી ચલાવવાનો ફાંકો લેઈ બેઠા. છેવટે એટલા સુધી લોકોની મગરૂરી વધી પડી, કે રાજનાજ બેશીઓએ રાજાની સાંમે બલવો કરવાનો, તથા તેને ગાદી ઉપરથી ઉઠાડી મેલવાને મનસુબો કર્યો. આ મામલો જોઇ, શાહજાદાએ બલવાખોરોની સામે લશ્કર લઇ જવાને કમર બાંધી, પણ રાજાએ તેને મના કરી અને સમજાવ્યું કે, આ દુનીયાની માયા જુઠી છે, અને સઘલો જર ખજાનો પાયાદાર નથી, માટે લડાઇ કરી નાહક હજારો આદમીઓના જાન બરબાદ કર્યાને બદલે, રાજપાટ છોડી વેરાગ લઇ જંગલમાં વાસો કરવો અનુકુળછે. આ વિચાર પસંદ આવ્યાથી બંને બાપ દીકરા, વેરાગ લઇ શેહેરમાંથી નીકળી ચાલ્યા.

તેઓ ચાલતા ચાલતા, વિંધા નામે પર્વતપર જઈ લાગ્યા અને એક ઝુંપડી બાધી રેહેઠાણ કર્યું. આ ઠેકાણે માહાદેવીનું દેહેર હતું, જયાં શાહજાદો દરરોજ ભક્તિ કરવાને જતો હતો. અકસ્માત એવું બન્યું, કે એજ દેહેરામાં એક ખુબસુરત શાહજાદી પોતાની

સાહેલીયો સાથ દરશન કરવાને આવતી હતી. એક વખત આ બંને શાહજાદા તથા શાહજાદીનો મેલાપ થવાથી, તેઓ એક બીજાની મોહોબતમાં પડયા. એક દંન તક જોઇ, શાહજાદાએ એક સાહેલીને પુછયું કે આ ખુબસુરત નાર કોણ છે?

સાહેલી—આ શાહજાદીનું નામ મલ્યાવંતી છે, અને તે મલ્યાકેતુ રાજાની પુત્રી થાયછે. પણ ઓ જવાન! તું કયાંથી આવ્યો છે, અને તારૂં નામ શું છે?

શાહજાદો—હું રાજા હરીચંદનો છોકરો નીલવંત છું અને અમારા રાજયની પડતી દશા આવ્યાથી, અમોએ આ પર્વત ઉપર વાસો લીધો છે.

આટલી વાત થયા પછી, સાહેલી પોતાંની શાહજાદી સાથ ત્યાંથી નીકળી ગઇ, અને સઘળી બીનાથી તેણીને વાકેફ કરી. શાહજાદીએ જાણ્યું કે જેની ઉપર તેનું દીલ ફીદા થયું તે પણ પાદશાહી તોખમ ધરાવે છે, ત્યારે તે ઘણી ખુશી થઇ, અને આ શાહજાદા સાથ લગ્ન કરવાનો ઇરાદો પોતાના માબાપને જણાવ્યો. મલ્યાકેતુ રાજાએ, બેટીની મરજી મુજબ રાજા હરિચંદ ઉપર પેગામ મોકલ્યો, કે તારા બેટાના લગ્ન, મારી બેટી સાથ કરવા. આ વાત કબુલ રાખી શાહજાદા નીલવંતના લગ્ન, શાહજાદી મલ્યાવંતી સાથ કર્યા.

આ બનાવને કેટલીક મુદત ગુજરવા બાદ, એક વખત શાહજાદો દૂરદરાજ ઘોડેસ્વાર થઇ નીકળી ગયો. તેવામાં દૂરથી એક બુઢી સ્ત્રીના રડવા જેવો અવાજ સાંભલ્યો. આ અવાજની સરીઅતે તે આગળ ચાલ્યો. અને તેના જોવામાં આવ્યું કે એક તરફ હાડકાનો ઢગ પડયો હતો, અને બીજી તરફ એક બેઠેલી બુઢી ડોસી રૂદન કરતી હતી.

શાહજાદો—ઓ જઇફ સ્ત્રી ? તું શા માટે આવો કલ્પાંત કરે છે.
બુઢી —સાંભલ ઓ જવાન મરદ ? એક રાક્ષસી પક્ષી આકાશમાં ઊડતું આવે છે અને એક એક માણુસનો ભોગ લે છે. આજ રોજ મારા બેટા સંખેશ્વરની વારી આવી છે, માટે મને મોટો અફસોસ ઉત્પન થયો છે અને તેથી રૂદન કરૂં છું. આ જે હાડકાનો ઢગ પડયો છે, તે સર્વે પેલા ક્રુર પક્ષીના ભોગ થઇ પડેલા આદમીઓનો છે.

શાહજાદો—જઇફ સ્ત્રી ? તું કશી ફીકર ના કર. આજ તારા બેટાને બંદલે, હું ભોગ આપવાને તૈયાર છું.

બુઢી ડોસીએ તેને ઘણોબી વાળ્યો, પણ શાહજાદો હઠ્યો નહીં અને હીંમત ધરી ઉભો. રાબેતા પ્રમાણે, પેલું રાક્ષસી પક્ષી, આકાશ ઉપરથી ઊતરી આવ્યું. શાહજાદાને આ પક્ષી, પગ, ચાંચ, પેટ, આંખ અને પાંખના મોટા કદથી ઘણું ડરામણું લાગતું હતું. આ પક્ષીએ આવી પોતાની ચાંચવતી શાહજાદાને પકડયો, અને ઊંચકી હવામાં ઉડી ગયું. અકસ્માત એવું બન્યું કે શાહજાદાનો બાજુ બંધ લોહીથી ખરડાએલો, બાજુએથી છુટી જમીનપર પડયો. આ બાજુબંધમાં જડેલા નંગઉપર, શાહજાદાનું નામ હતું. આ બાજુબંધ શાહજાદી મલ્યાવંતીને હાથ આવ્યું. આથી શાહજાદી ઘણી દીલગીર થઇ, અને મેહેલમાં ગમગીની ફેલાવી. પેલી તરફ જેવું પક્ષી, શાહજાદાને લેઇ ઉડવા માંડયું કે રસ્તામાં ઉડતો માહાદેવ મલ્યો, અને સર્વે હકીકતથી તે પક્ષીને વાકેફ કર્યું. આ બીના સાંભલતાંજ પક્ષી નીચે ઉતરી આવ્યું. અને શાહજાદાને વગર ઇજાએ છુટો કર્યો, અને બોલ્યો.

પક્ષી—ઓ નામવર શાહજાદા! તું તારી જીંદગીથી એટલો બે ફીકરો કેમ થયો છે, કે બીજાને બદલે તારો જીવ આપવાને તૈયાર થયો હતો ?

શાહજાદો—ઝાડ પોતીકો છાંયડો બીજાઓની આશાએશ માટે આપે છે, તેમજ આપણી જીંદગી જો બીજાઓની સેવામાં નહીં ધરીએ તો જીવતર ફોકટ છે. જેમ જેમ સુખડના ઝાડ ઉપર વધારે ઘા પડે છે તેમ તેમાંથી વધારે સુગંધ નીકલે છે. એ મુજબ માણસની નેકી ફેલાએ છે.

પક્ષી—તારી નેકનામીથી હું. ખુશી છું તેથી તારી ધારણ જે હોય તે કહેકે પાર પાડું.

શાહજાદો—મારી ધારણા એટલીજ છે કે આજ સુધી જેટલા આદમીઓનો તેં ભક્ષ કર્યો છે તેઓને હૈયાત કર.

આ સાંભલતાંજ પક્ષીએ પોતાપાસનું અમૃતનું પાંણી હાડકાં ઉપર છાંટયું, જેથી સર્વે પાછાં હૈયાત થયાં અને શાહજાદાને દુઆ દઇ પોત પોતાને મુકામ ચાલતા થયાં અને શાહજાદો પોતાની સ્ત્રીનાં મેહેલમાં આવ્યો.

આ દુઃખ ભંજન કામની વાત, ગામેગામ ફેલાઇ. શાહજાદા નીલવંતના ખેશીઓને આ હકીકત જાહેર થવાથી, તેઓના દીલમાં દયા ઉપજી અને તેના આગળ આવી આ જીજી કરવા લાગ્યાકે અમારી તકસીર માફ કરવી, અને શેહેરમાં આવી રાજપાટ ચલાવવું. તેઓ પાસેથી તેના કેહેવા પ્રમાણે ચાલવાનું વચન લઇ, રાજા પોતાના બેટા અને વહુને સાથે લઇ શેહેર તરફ ચાલ્યો, અને સુખ ચેનથી અમલ ચલાવવા લાગ્યો.

## ચતુર મોહીની.

અસલ દિલ્હી શેહેરમાં મેગો નામનો સોની રહેતો હતો. તેની મોહીની નામની સ્ત્રી ચતુર અને વ્યભીચારીણી હતી. સોનીને માલમ પડતાં તેણે તેને બહાર જતાં અટકાવી. એવું છતાં તેની

સ્ત્રીએ એક દહાડો પોતાના યારને રાતના સુતી વખતે બોલાવ્યો, અને તેની સાથે ક્રીડા કરવા લાગી. એવામાં સોની જાગી ઉઠયો, અને તેને પકડ્યો. તેણે પોતાની બાઇડીને કહ્યું કે દીવોકર. મેં ચોર પકડયોછે. તેણીએ કહ્યું કે હું અંધારામાં બીહુંછું. તમે જાઓ ને હું ચોર પકડી રાખુંછું. મુર્ખ સોની દીવો કરવા ગયો તેટલામાં તેણીએ પોતાના યારને બહાર કહાડી મુકયો, અને આંગણાંમાંથી વાછરડું લાવીને તેની જીભ પકડી સુઇગઈ. સોનીએ દીવો લાવી જોયું તો પોતાની બાયડી વાછરડું પકડીને સુતીછે. તેણે જગાડીને કહ્યું કે આ શું ? ત્યારે તે સ્ત્રી સુતીસુતી બોલી જે કંઇ તમે મારા હાથમાં આપી ગયા તે લઇને ભયથી આંખો મીચીને સુતી. આ વાછરડાંને પાણીની તરસ લાગીછે તેથી તે અહીં આવ્યોછે. તમેં ઉંઘમાં જાણ્યું નહીં. આથી તે ઠગારીએ પોતાના ધણીને ઠગીને ઉલટે તેને ઠપકો આપ્યો.

## સ્ત્રીનો શો વિશ્વાસ.



કોઇ એક ચંદ્રાવતી નગરીને વિશે ધનગીરી નામનો જોગી વસ્તો હતો, તે નામનો જોગી હતો પણ સંસારી કરતાં પણ બુરો હતો. તે જોગી પૃથ્વીપર ફરતો ફરતો ઘણી કુલટા સ્ત્રીઓને જોઈ વિચાર કરવા લાગ્યો કે જગતમાં કોઈ સતી નથી, માટે હું કોણુને સ્ત્રી કરૂં. એમ ચીંતવીને એક વર્ષ દીવસની બાળકીને લઇને, નગરીથી દુર એક ભોંયરામાં રાખી, અને તે છોકરીને ભીક્ષા માંગીને સારૂં સારૂં ખાવાનું આપીને ઉછેરીને મોટી કીધી. જ્યારે તો બાળકી જુવાન થઈ ત્યારે તેનું નામ રૂપાળી પાડયું, અને તેની સાથે ભોગવીલાસ કરવા લાગ્યો. જે વારે જોગી ભીક્ષા માંગવાજાય ત્યારે તે સ્ત્રીને ભોંયરાંની અંદર કમાડ વાશીને અંદર પુરીજાય, અને કોઇનું

ભોંપણ જોવા દે નહીં જ્યારે તે ભીક્ષા માંગીને પાછો ફરતો ત્યારે તેને અનેક પ્રકારનાં નાટક અને ગીત કરીને રીઝવતો હતો. જોગી પોતે મનમાં એમ જાણેછે જે મારી સ્ત્રી જેવી જગતમાં કોઇ બીજી સતી નથી તેથી જ્યાં તે ભીક્ષા માંગવા જાય ત્યાં એમ બોલતો કે (હમ ઘરસતી હમ ઘરસતી.) એમ ટેલ નાંખીને ભીક્ષા માંગતો હતો. એક દીવસે તેણે એક વાણીઆને ઘેર એવી રીતે ટેલ નાંખીને ભીક્ષા માંગી. તે જોઇને વણીકે વિચાર્યું જે એને કોઇ સ્ત્રી મળીછે માટે આમ બોલે છે. એમ ધારી જોગીની જગ્યા જોવાને તેની પાછળ ચુપકીથી ગયો અને ભોંયરૂં જોઇ લીધું. બીજે દિવસ જ્યારે જોગી ભીક્ષા માંગવા ગયો ત્યારે વાણીઆએ ભોંયરાના કમાડ ઉગાડીને જોયું તો નવજુવાન અને ખુબસુરત સ્ત્રી દીઠી. સ્ત્રીએ પણ નવીન પુરૂષ જોયો તેથી વિચાર કરવા લાગી, કે જગતમાં આવા પુરૂષો વસેછે ને હું તો આ ભોંયરાનેજ દુનીયા સમજુ છું, માટે હું કુવામાંજ પડી છું તેથી હવે બહાર નીકળવાનો ઉપાય કરૂં. એમ વિચારેછે તેવામાં જોગીને આવવાનો વખત થયો એમ ધારી પેલા વાણીયાને આલીંગન દેવા લાગી, ને કમાડ બંધ કરી ભોગ કીધો, એટલામાં જોગી આવ્યો અને મહા સતી કરીને બોલાવી. તેવારે તે વાણીયાને એક કોઠીમાં છુપાવ્યો, અને કમાડ ઉઘાડયાં. જોગી અંદર આવ્યો ને સુખડી આપી તે ન લેતાં રીસ ચડાવી ફેંકી દીધી. જોગી કહે કાં આમ કરેછે? ત્યારે સ્ત્રીએ કહ્યું આજે ભીક્ષા માંગતાં આટલી વાર કયાં થઇ? જોગી કહે તારા વીના બીજું કોઇ પ્રીય નથી ને મને આજે વાર લાગી નથી માટે જુઠુંના બોલ. તેવારે સ્ત્રીએ કહ્યું કે જો પ્યાર હોયતો આજે આંખે પાટાબંધીને નાચો ને કીન્નર બજાવો. ત્યારે જોગીએ સ્ત્રીને રીઝવવાને માટે તેમ કર્યું ને સ્ત્રીએ પેલા વાણીઆને નસાડી મુકયો. બીજે દીવસે જોગી પેલા વાણી-

આને ઘેર બીક્ષા માંગી. ને ( હમ ઘર સતી હમ ઘર સતી. ) કરીને ટેલ નાંખી. તેવારે વાણીઓ બોલ્યો ( તમ ઘર સતી હમ ઘર હતી. ) ત્યારે જોગી બોલ્યો ( અમો વસુ વને વને તીહાં તમે કીહાં ) તેવારે વાણીયો બોલ્યો ( આંખે પાટા ને કીંનર વાજે ત્યારે અમે તીહાં ) એમ કહીને વાણીયાએ જોગીનું મદ ઉતાર્યું. જોગી વિચાર કરવા લાગ્યો કે જુવો તો ખરા જે પાતાળમાં રાખી તીહાં પણ વંઠી. ધિક્કાર છે આ સંસારને જે સ્ત્રીનું આવું સ્વરૂપ તે પણ છોડાતું નથી.

માટે હે પ્રાણીઓ સ્ત્રીનો વિશ્વાસ કરવો નહીં તેમજ સ્ત્રીના પાસામાં બંધાવું નહીં. જેમ તેનાથી દુર રહેવાય તેમ રહેવું.

## હેમક મુલાંજી.



અસલના વખતમાં ખંભાતમાં અલીભાઈ નામનો એક વોહરો રહેતો હતો. એક દહાડે તેના વાંચવામાં એમ આવ્યું કે જે માણસનું માથું નાનું અને દાડી મોટી હોય તે માણસ હેમક ( મુર્ખ ) અને બેઅકલી હોયછે. આ મુલાંજીનું માથું નાનું અને દાડી મોટી હતી તેથી પોતાને બદલાંમી લાગુ નહીં પડે તે સારૂ કાંઇ ઉપાય કરવાનો વિચાર કીધો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે માથું તો મોટું થાય નહીં. પણ દહાડી ટુંકી થઇ શકશે. એમ કર્યાથી હું હેમકમાં ખપીશ નહિં. એવો વિચાર કરીને પોતાની દાડી ટુંકી કરવાને માટે કાતર શોધી પણ મળી નહિં, તેથી લાચાર થઇને અડધી દાડી હાથની મુઠીમાં પકડી અને બાકી અડધી દાડી બાળવા સારૂ દેવતાથી સલગાવી. પણ જ્યારે દાડી સલગી ત્યારે તેના હાથ બલતાંથી બલવા લાગ્યો, તેથી ચોકીને પોતાનો હાથ

છોડી દીધો અને આખી દાઢી બળી ગઇ તેથી દાડીવગરનો થઇ પડ્યો. એથી કરીને મુલાંજી શરમીંદો થયો, અને વિચારવા લાગ્યો કે જે લખેલુંછે તે ખરૂંછે.

## એક રાજાએ મરદાનગીથી મેળવેલી ખુબસુરત સુંદરી.



અસલ ચંપાવતી નગરીમાં ચંપકસેન નામે રાજા હતો. જેના વજીરનું નામ પુષ્પસેન હતું. રાજાનો કારભાર એ વજીર ચલાવતો હતો. એક વખતે વજીર તીર્થ કરવા રામેશ્વરમાં ગયો, ત્યાં સમુદ્ર કિનારે માહાદેવનો દેહેરો હતો. માહાદેવની પુજા કરી જેવો તે પાછો બહાર આવ્યો તેવોજ તેણે એક સુંદર ઝાડ દીઠું. આ ઝાડ તદન સોનાનું, તેના પાંદડાં રૂપાનાં, અને તેના ફૂળ મોતીનાં હતાં. આ ઝાડની ઉપર સોલ વર્ષની ખુબસુરત સ્ત્રી મધુર સ્વરથી વાંસલી વગાડતી હતી. આ અજબ દેખાવ જોઇ વજીર અચરત પામ્યો, પણ પા કલાક ગુજર્યો નહીં એટલામાં તે ઝાડ અલોપ થઇ ગયું. આ નવાઇ જેવો દેખાવ જોઇ, વજીરે વિચાર્યું કે આ દેખાવથી રાજાને વાકેફ કરવો. આ વિચારથી તે પાછો શેહેરમાં આવ્યો, અને રાજાને સઘળી બીનાથી વાકેફ કર્યો. આ સાંભળતાંજ રાજાના મનમાં ચટપટી થઇ, અને રાજ કારભાર વજીરને સોંપી તે જગ્યાએ ગયો. ત્યાં નાહી ધોહી માહાદેવની પુજા કરી, અને જેવો તે બહાર આવ્યો તેવોજ તેણે વજીરના કહ્યા પ્રમાણે જોયું. આ ચમતકાર જોતાંજ વાર રાજા સમુદ્રમાં કુદી ઝાડ ઉપર ચડી બેઠો, અને તે ઝાડ સાથે પાતાલમાં પેઠો.

સુંદર નાર—ઓ જુવાન પુરૂષ! તારે અત્રે આવવાનું શું કારણ છે?

રાજા—તારી ઊપર હું આશક થયો છું, અને તારી ખુબસુરતીએ મારૂં જીગર ખેંચ્યું છે.

સુંદર—એક સરતે હું તારી સાથે લગ્ન કરવાને તૈયાર છું, તે એ કે, દર વદ ચૌદસને દહાડે તારે મારી મુલાકાત લેવાથી પરેજ રેવું.

રાજા—આ ભેદનો ખુલાસો થવો જોઇએ.

સુંદર—વદ ચૌદસને દહાડે એક રાક્ષસ, મારી પાસે આવેછે, અને જો તે તને જોશે, તો તારો જાન જોખમમાં આવી પડશે.

રાજાએ સુંદર સ્ત્રીનો વચન કબુલ રાખી, તેનીસાથે લગ્ન કર્યું. થોડા દિવસ ગુજરવાબાદ વદ ચૌદસનો દહાડો આવ્યો, જે વેળાએ તે સ્ત્રીએ રાજાને કબુલાત મુજબ પોતાથી દુર રહેવાને ફરમાવ્યું. રાજાએ આ સાંભળતાંજ હાથમાં સમશેર પકડીને એક ખુણામાં છુપો થઇ બેઠો. દરેસ્તા મુજબ રાક્ષસ આવ્યો, અને જેવો તે સ્ત્રી આગળ જાએછે તેવોજ રાજાએ તુરત બહાર નીકળીને તલવારથી તેનું ધડ જુદું કરી નાંખ્યું. રાજા બોલ્યો ઓ પ્યારી! હવે તું મને કહેકે એ રાક્ષસ દર ચૌદસને દહાડે શા સારૂ તારીપાસે આવતો હતો? સ્ત્રી બોલી સ્વામીનાથ! હું દમન નામના જાદુગરની છોકરીછું, અને મારૂં નામ સુંદરીછે. મારા બાપનો પ્યાર મારીઉપર એટલો બધો હતો કે મારાવગર તે એક દહાડો બી ખાનું ખાતો હતો નહીં. એક દિવસ જમવાની વખતે હું હાજર નહીં હોવાથી, મારો બાપ મારીઉપર ગુસ્સે થયો, અને મને શ્રાપ દીધો કે તારો વાસો પાતાલમાં થશે, અને તારી નેગેબાની ખાતર એક રાક્ષસ દર વદ ચૌદસને દહાડે તારીપાસે આવશે. આ સાંભળી હું ઘણી દીલગીર થઇ અને મારા બાપને આજીજીથી

વિનંતી કરવા લાગી, કે મારાઉપર કાંઈ મેહેરબાની કરવી. આથી મારા બાપે કહ્યુંકે એક રાજા આવી રાક્ષસને મારશે ત્યારે શ્રાપમાંથી મોકળી થઈશ. આ મુજબ આજ રોજે હું આ બંદીખાનેથી છુટી થઈ છું. આ સાંભળી રાજા ખુશી થયો, અને મોટી ધામધુમ સાથે પોતાના શેહેરમાં લઇ ગયો. ત્યાં પોતાની માશુક સાથે પોતાના દિવસ આનંદમાં ગુમાવા લાગ્યો.

## ધણીજ બાયડીનો યાર.



કોઈ શાહુકારણીનુ રૂપ જોઇ તેનાપર એક બ્રાહ્મણ આશક પડયો. પણ તેને કઇ રીતે મળવું એવા વિચારથી માળણને ત્યાં ગયો ને તેની સાથે મસલત કરી.

માળણ તેને દિલાસો દઇ જયારે શેઠ નહિ હતા, ત્યારે શેઠાણી પાસે ગઇ અને મીઠા બોલથી તેને વશ કરી. શેઠાણી ખુશી થઇ તેના વચન પ્રમાણે ચાલવાનું કબુલ કર્યું. ત્યારે માળણે તે દિવસે પોતાને ઘેર તેણીને આવવાનું સુચવ્યું અને કહ્યું કે, એક બ્રાહ્મણ તારા ઉપર આશક પડયોછે, તે મારે ઘેર છે, ત્યાં જો તું નહીં આવીશ તોતે મરીજશે. શેઠાણીએ કહ્યું કે હું આજ રાત્રે આવીશ. ત્યારે માળણ ઘેર ગઇ. શેઠના ગયા પછી સાંજરે શેઠાણી શણગાર પહેરી માળણને ત્યાં ગઇ. ત્યાં બ્રાહ્મણ અને શેઠાણીની મુલાકાત થઇ. શેઠાણીએ કહ્યું કે મીઠાઇ જોઇએ, ત્યારે બ્રાહ્મણે ગજવામાંથી બે રૂપીયા લઇ મિઠાઇ લેવા ગયો. શેઠાણીએ પણ એક રૂપીયો તેને આપ્યો.

બજારમાં કંદોઇની દુકાન આગલ આવ્યો. તેણે બે ત્રણ દુકાનો જોઇ, પણ મિઠાઇ તેને ગમી નહીં, તેથી આગળચાલ્યોને ભાવ પુછવા લાગ્યો. ત્યાં તેને એક સુખડિયે કહ્યું કે અલ્યા! દરે-

બારમાં એકેક રૂપીયો રાજા દક્ષણા આપેછે ને તું કેમ અહીં ઉભો રહ્યોછે ? બ્રાહ્મણે કહ્યું, આજ મારે કામ છે. સુખડીએ કહ્યું ભલા આદમી! રૂપીયો કેમ ખુવેછે? લાવીશ તો બરફી લેવાના કામમાં આવશે. બ્રાહ્મણે કહ્યું, તું તારી મેળે મને હમણાં બરફી આપને—પછી હું જાઉં છું. કંદોઇએ કહ્યું, પછીથી શું તારૂં કપાળ જઇશ—દક્ષણા વહેંચાઇ જશે ત્યારે ? માટે વહેલો જા ને રૂપીઓ લાવીને મિઠાઇ લેજે. તે સાંભળી બ્રાહ્મણ દરબારમાં ગયો. ત્યાં દક્ષણા અડધાઓને વહેંચાઇ ને અડધા રહ્યા, ત્યારે રાજાને વિચાર આવ્યોકે રાત પડીછે, માટે જે રહ્યા હોય તેમને અંદર પૂરી મૂકી સવારે દક્ષણા આપીશું. તેથી જેઓ રહી ગયા તેના ભેગો બ્રાહ્મણને પણ પુર્યો ! માળણને ત્યાં શેઠાણી વાટ જોઇ રહી કે હજુ તે આવ્યો નહીં. અડધીક રાત્ર જતાં તેને અનંગ વ્યાપ્યો ને માલણને કહ્યું કે એતો હજી સુધી આવ્યો નહિં, માટે હવે તું ગમે તેને બોલાવી લાવ. માળણ પાનવાળાની દુકાને આવી. દૈવયોગે તેનોજ વર પાન લેતો હતો. તેને વિના ઓળખે લલચાવીને માળણ ઘેર તેડી લાવી. મેડાઉપર સ્ત્રી બેઠી હતી, તેણે શેઠને પગ વર્તી જાણ્યું કે આતો મારો પતિ આવ્યો-હાય ! હાય ! હવે શું કરૂં ? પછી પોતે બિછાનાપર સુઇ લુગડું ઓઢી લોટ પોટ થઇને પડી. માળણ પુરૂષને લઇ ઉપર આવીને કહ્યું કે આ તારે માટે પુરૂષ લાવી ? શેઠે કહ્યું કે મ્હોં કેમ ઉઘાડતી નથી.? પણ પેલી કાંઇ બોલીજ નહીં ત્યારે માળણ સમજતી નથી કે શું ભેદ છે? તેથી તેને પુછવા-લાગી—ઉઠને ! અડતલાં શું કરે છે ?—તારે કાંઇ જોઇએછે ? શેઠાણીએ ઘાંટો બદલી કહ્યું, હા વિંટી આપે તો હું વાત ચિત કરૂં. ત્યારે શેઠે આંગળીએથી વિંટી કહાડી આપી. તોપણ તેણે પડદો ખોલ્યો નહિ; ત્યારે ફરીથી કહ્યું હવે તો ખોલ ! બીજું કાંઈ જોઇએ

છે ? ત્યારે કહ્યું કે કંઠી આપે તો મેલાપ કરૂં. તેપણ કામાતુર શેઠે આપી. તેવીજ તે સ્ત્રી ગુસ્સો કરી બોલી ઉઠી—લુચ્ચા ! તું મને હમેશાં કહેછે કે તારા શીવાય મને કોઇપણ વાહાલું નથી. પણ તેની પરીક્ષા જોવાનેજ સારૂં હું અહીં આવીછું. ને મેં આજ જોયું કે તારામાં કેટલું સત્યછે. આપ્રમાણે તું હમેશાં દ્રવ્ય ઉડાવેછે તે કેટલી દિવસ ચાલશે ? તે સાંભળી ધણી ભોંઠો પડયો ને જાણ્યું કે મારા સ્ત્રીમાં કોઇનો બગાડ નથી. પછીથી તે તેનો વિશ્વાસ કરવા લાગ્યો, અને સ્ત્રી સત્યનો ડંકો રાખી હમેશાં જારી રમવા લાગી !

## દાઢીના સો પણ ચોટલીના ચારસો.

એક વેપારી વોહોરાને મધરાતે ઘરના ઓટલાપર ચડતા એક ચપરખંદા ચોરે દાઢી પકડી, દમ ભરાવ્યો કે લાવ સો રૂપીઆ ! નહિંતર અબ ઘડી તને પછાડી મારીશ. વોહોરાજી શ્યાણા તેથી વીચાર કરવા લાગ્યો કે ચોર તો જણએકછે, મધરાત થઇ છે, વળી ગજવામાં નાણુંછે, માટે ત્રણ પાંચ કરવામાં વાત બહેકશે, ને ગજવામાં ખખરાટ થયો તો મોટી ખોટમાં આવીશું, માટે કાંઇ યુકતી કરવી જોઇએ. પછી ગત કરી ચોરને ધીરજ આવે ને ગફલત મારે તેવી ઢબે બોલ્યો "ફાતમબુ ! ફાતમબુ ! આ કોઇ નેક માણસે મારી દાઢી પકડીછે, ને રૂપીઆ સો માંગેછે, એટલી રકમ ઉપરથી ફેંક, આ તો દાઢીના સો માંગેછે પણ ચોટલીના ચારસોનો બુક ધરશે. જો એને લોભ વધશે ને દાઢી મેલી ચોટલી ધરશે તો નાહક ચારસોની કોથળીનું મોહોડું ખોલવું પડશે. વખત ના લગાડ. સો ફેંક !" આ મુલાંજીની વાણી સાંભળી ચોરને કેટલી અક્કલ હોય ? તેથી તેને ચારસો લેવાની લાલચ પડી ને વિચાર કીધો કે ચોટલીજ ધરૂંની ! ને

દાઢી હેઠું કે ચારસોની થેલી મલી જાય. પછી દાઢી મેલી દઇ ચોટલી ઉપર હાથ મેલવા જાય શું! કે વોહોરાજી છટકી ગયા ને ઘરનું બારણું બંધ કરી સુઇ રહ્યા. વોહોરાજીના માથાં બોડકાં એટલે ચોટલી હોય તો ચોરના હાથમાં ચારસો રૂપીઆ આવે કે?

## એક કાબેલ વજીરનો છોકરો.



કમનસીબે એક શાહુકારે પોતાની સઘલી દોલત ખોઇ. પછી તેણે વિચાર્યું કે હવે પરદેશ શીવાય અહીંઆ થાક લાગવાનું નથી. પછી તે પરદેશ ગયો. સારા નસીબે તેણે બે લાખ રૂપીઆની પુંજી કરી. પછી તેણે વિચાર્યું કે આ પુંજીનું મારા વતનમાં હું ખાઇશ તેટલો વ્યાજ મળશે, વાસ્તે પોતાને દેશ જવાનો ઠરાવ કીધો. તેણે વિચાર કીધો કે આ દોલત કેમ લઇ જાઉં ? કારણકે રસ્તો વિકટ છે, તેથી વખતે ચોરો લુટી જાય. પછી તેણે એક યુકતી શોધી કહાડી. તે દોલતની તેણે ઝવેરાત લીધી. પછી એક નાની સરખી દાબડીમાં નાંખીને તેની ઉપર ચાથરાં વગેરે લપેટીને એક દડો બનાવ્યો. પછી રસ્તામાં એક જંગલ આવ્યું. ઉનાળાના દીવસ હોવાથી તેને બહુ તૃષા લાગી. પછી તેને એક કુવો જડયો. તે કુવો એટલોતો ઉંડો હતો કે તેનું તળીઉં કોઇપણ માણસને જણાયું હતું નહીં. તેણે પોતાની ઝારી પાણી ભરવાને માટે કુવાની અંદર ઉતારી. પણ પાણી જરાક વધારે ઉંડો હોવાથી તે ઝારી પુગી નહીં. તેણે વિચાર્યું કે મારીપાસે હવે કાંઇ દોરી નથી. પછી તેને યાદ આવ્યું કે મેં દડાની ઉપર સુતલી વીંટાળી છે તે કામ આવશે. તેણે દડો કહાડયો, ને સુતલી કહાડવા માંડી. એટલામાં વીટલેલી સુતલી પુરી થવાને લીધે તે દડો કુવાની અંદર અચાનકે પડીગયો. પછી તેણે

બહુ રડવા ને કલ્પાંત કરવા માંડયું. એમ બે ત્રણ દહાડા રડયો, અને થાકી પાકીને ત્યાંજ બેશી રહ્યો. તેણે ઘણા માણસોને કહ્યુ પણ કોઇનાથી તે નીકળ્યું નહીં.

હવે એક ફકીર આઠ દહાડે તે કુવાની પાસે આવતો હતો, અને મંત્રજંત્રથી જે કંઇ કુવાની અંદર હોય તે કાહાડી લેતો હતો. પેલા શાહુકારે રાએતા પ્રમાણે તે ફકીરને કહાડવાને કહ્યું, ત્યારે ફકીરે કહ્યું જો તમે મને ૨૦ રૂપીઆ આપો તો કહાડી આપું. ત્યારે શાહુકારના મનમાં લોભ આવવાથી તેને કહ્યું કે હું પાંચ રૂપીઆ આપીશ. પછી કહ્યું દશ આપીશ. એમકરતાં વીશ ઉપર આવ્યો. ત્યારે ફકીરે કહ્યું નહીં હું ૪૦ લઇશ. શાહુકાર પણ થોડા થોડા કરતાં ૪૦ ઉપર આવ્યો. ત્યારે ફકીરે કહ્યું કે નહીં ૧૦૦ લઇશ. એમ કરતાં કરતાં બંનેજણ દશ હજાર રૂપીઆપર આવ્યા. ત્યારે ફકીરે કહ્યું કે નહીં જે મને પસંદ આવશે તે તમને આપીશ. અંતે આ શાહુકારે હા કહીને પેલાએ લખત લખાવી લીધું. પછી પેલો દટો કહાડયો, ને લખત પ્રમાણે રાજાકને તે વેચી લેવાને ગયા. ફકીરે દટો ખોલ્યો તો અંદરથી દાબડી જડીને દાબડી ઉઘાડી તો ઝવેરાત મળ્યું. પછી ફકીરે તે ઝવે• રાત લઇ લીધું ને દાબડી તથા ચીથરા તે શાહુકારને આપ્યા. પછી શાહુકારે કલ્પાંત કરવા લાગ્યો ને બહુજ રડવા લાગ્યો કે હાય ! હાય ! હું શું ખાઇશિને ભુખે મરીશ. ત્યારે રાજાએ કહ્યું કે મેં લખત પ્રમાણે ન્યાય કીધો છે. એટલામાં સભામાં વજીરનો છોકરો બેઠો હતો તેણે શાહુકારને બોલાવીને કહ્યું કે જો હું તને તારી ઝવેરાત અપાવું તો તું મને શું આપશે? ત્યારે શાહુકારે કહ્યું હું દશ હજાર રૂપીઆ આપીશ. તે છોકરાએ હા કહી. પછી પેલાએ રાજાને કહ્યું કે શું તમે ન્યાય ચુકવ્યોછે ? રાજાએ કહ્યું મેં બરાબર ચુકવ્યો છે. પછી તેણે કહ્યું કે બોલાવો ફકીરને. ફકીરને તેણે કહ્યું કે લખત વાચ્યું ?.તેણે કહ્યું હા

છોકરાએ કહ્યું શું લખ્યું છે? વાંચો. ત્યારે તેણે વાંચ્યું તો "જે મને પસંદ આવશે તે તમને આપીશ." ત્યારે વજીરના છોકરાએ કહ્યું કે ઉપરના લખ્યા પ્રમાણે તમને ઝવેરાત પસંદ આવ્યું વાસ્તે કરીને આપી દો. રાજાએ કહ્યું કે હા બરાબરછે. તમારો દાવો લાગે નહીં વાસ્તે આપી દો. પછી શાહુકારે તે ઝવેરાત વટાવીને દશ હજાર રૂપીઆ પેલા કાબેલ છોકરાને આપ્યા. તે શાહુકાર પોતાના વતનમાં ચેન આનંદમા દિવસ ગુજારવા લાગ્યો.

## ઢોંગી મશ્કરો.



એક નવાબ એક મશ્કરા ઉપર ઘણો ખુશી હતો, તેથી તેને પોતાની હજુરમાં દરરોજ બોલાવતો હતો. પણ એક દહાડે તે મશ્કેરાએ નવાબની મશ્કરી કીધી, તેથી નવાબે દરબારમાંથી કહાડી મુકયો, અને તેને આવવાની ના પાડી. પણ આ મશ્કરાને દરબારમાં આવવાનો ઘણો શોક હતો, તેથી નવાબના હુકમથી અ-વાતું ન હતું, તેથી તેની અંદર જવાનો એક ઉપાય શોધી કહાડયો. તે એક દહાડે આખો નાગો માંદરજાત થઇ, કમરે મુળાના પાલાની મોટી જુડી બાંધી ને એક મોટું પૂછડું કીધું. અને જ્યાં દસ બાર બકરાં ચરતાં હતાં ત્યાં ગયો. તેથી બકરાં તે ખાવાની લાલચથી તેની પછવાડે દોડયાં, અને તે મશ્કરો પણ દોડતો જયાં નવાબ દરબાર ભરી બેઠો હતો ત્યાં ગયો, અને બકરાં પણ તેની પછવાડે દરબારમાં ગયાં. આ ઢોંગ ભરેલો દેખાવ જોઇ નવાબ અને કચેરીનાં માણસો ખડ-ખડ હસવાં લાગ્યા. નવાબે તેને કહ્યું કે તને આવવાની મનાછે, તે છતાં તું અહીંઆ કેમ આવ્યો? મશ્કરાએ કહ્યું કે જે દીવસથી તમે ગુસ્સે થઇને મારી સાથે બોલતાં નથી, ત્યારથી કોઇ પણ

મારી સાથે બોલતું નથી ને જંગલમાં પણ મને જાનવરો ફરવા દેતા નથી. વાસ્તે તું કાંઇ મારો ઇનસાફ કર કે આ બકરાં મારી પછવાડે દોડે નહિં, અને એટલાં વાસ્તે હું તારી હજુરમાં આવ્યોછું. આ રમુજ ભરેલી વાત સાંભલી નવાબ ઘણો હસવા લાગ્યો, અને તેને તેનો ગુનો માફ કરી પોતાના હજુરમાં આવવાનો હુકમ આપ્યો.

## એક લુચ્ચો ઠગારો.



કલકતા જેવા શેહેરમાં એક ઠગારો રહેતો હતો, તે સ્ત્રીની માફક ને પુરૂષની માફક બોલી શકતો હતો. જયારે તે સ્ત્રીની માફક બોલતો ત્યારે લોકોને એમ ભાસતું કે એ સ્ત્રીછે. એક દહાડે તે ઠગારાએ એક પાલખી ભાડી. તે પાલખીમાં એક પાણીનો કુંજો અને લોટ દળવાની ગંટી નાંખી ને ચારે બાજુથી પડદા નાંખ્યા, કે કોઇ જોઇ શકે નહીં. પછી તે પાલખી ઝવેરી બજારમાં લઇ ગયો; ત્યાં ઝવેરીઓને કહ્યું કે મારા ગામના મોટા શાહુકારની એક સ્ત્રી તમારી પાસેથી ઝવેરાત ખરીદવા ઇચ્છેછે, વાસ્તે તે સ્ત્રીને બતાવવા આપો. પછી તે ઠગારાએ પાલખીની અંદરના કુંજાની અંદર ઝવેરાત નાંખ્યું, ને સ્ત્રીની માફક બોલવા લાગ્યો. તે ઝવેરીઓએ જાણ્યું કે ખરેખર અંદર સ્ત્રીછે. એમ બે લાખ રૂપીઆનું ઝવેરાત તે કુંજાની અંદર નાંખ્યું. પછી તે ઝવેરીઓને ઠગારાએ કહ્યું કે અહીં-આં પાણીછે? કારણ મારી શેઠાણીને તરસ લાગીછે. ત્યારે ઝવેરીઓ-એ કહયું કે હા નળનું પાણીછે. ત્યારે તેણે કહયું કે મારી શેઠાણી મરજાદીઆણીછે તેથી નલનું પાણી નહીં પીશે, પણ કુવાનું પીશે પછી ઝવેરીઓએ કહ્યું કે અહીંઆ કુવો નથી, પણ થોડેક છેટેછે. પછી પેલા ઠગારાએ પેલો પાણીનો કુંજો લઇને પાણી ભરવાના મીસે

તે કુવા આગળથી આડો અવળો થઇને પલાયન થઈ ગયો. પછી ઝવેરીઓએ બે ત્રણ કલાક સુધી વાટ જોઇ પણ આવ્યો નહીં. ત્યારે તેઓએ વિચાર્યું કે બે ત્રણ કલાક થયા પાલખીની અંદરની સ્ત્રી કાંઇ બોલતી નથી, ને તે માણસ પણ પાણી ભરી લાવ્યો નથી. પછી ચાર પાંચ સારા માણસોએ કહયું કે આપણે કાંઇ સ્ત્રીની લાજને બટો લગાડશું નહીં, વાસ્તે તે બાઇને પુછો કે તમારો માણસ કયાં ગયોછે? પછી તેઓએ પડદા ખોલ્યાં તો એક ઘંટી શીવાય કાંઇ પણ જણાયું નહીં. પછી પાલખીવાલાને કહયું કે તમે કયાંથી આ પાલખી લાવ્યા? ત્યારે તેઓએ કહયું કે ફલાણે બંગલેથી લાવ્યા છઇએ. પછી ત્યાં ગયા તો કાંઇ જણાયું નહીં. પછી તેઓએ વિચાર્યું કે આંપણને ઠગ ઠગી ગયો, ને તેઓ બે લાખ રૂપીઆની મતા ખોઇને હાથ ધરીને બેસી રહ્યા.

## ઉદ્યોગ અને નસીબ.



એક વખતે બે મિત્રો એક જંગલમાં ચાલ્યા જતા હતા, તેવામાં તે બંને વચે તકરાર ચાલી. એકે કહ્યું કે ઉદ્યોગ જબરો અને બીજો કેહે કે નસીબ જબરૂં. આ વાતનો ચુકાદો લાવવા તેઓ રાજા પાસે ગયા. અને તેને ઉપલી તકરાર કહી સંભળાવી. રાજા આ વાતનો નીવેડો લાવવાને પોતેપણ અશક્ત હતો. પણ તેનો વજીર ઘણો ચંચલ અને બુદ્ધીવાન હતો, તેણે તે બેઉનો નીવેડો કરવાને માટે રાજાને કહ્યું. રાજાએ તેને હા કહી. પછી પેલાં વજીરે બેઉને રાત્રે એક ઓરડામાં બંધ કીધા. અને તેમને ખબર ન પડે તેમ લાડુંનું પડીકું અને પાણીનું વાસણ મુકયું. હવે પેલા નસીબ વાળાએ ઓરડામાં બેઠાં બેઠાં વિચાર કિધો કે જે નસીબમાં હશે તે

મરે. એ વિચારથી તે એક ખુણામાં બેશી રહયો, પણ ઉદ્યોગી તો એકજ ઠેકાણે બેસી ન રહેતાં તે ઓરડાની આસપાસ ફરવા લાગ્યો એમ કરતાં તેને તે પડીકું અને વાસણ જડયું. તે ખાઇને નીરાંતે સુતો અને પેલો શખસ જે નસીબપર વિશ્વાસ રાખી બેઠો હતો તે તો ભુખ્યોજ સુતો. સવાર પડતાં વજીરે બે જણને બહાર કાઢયા, અને તેમને પુછ્યું કે તમને રાત્રે કંઈ જડયું હતું. ઉદ્યોગી શખસે કહ્યું કે અમને લાડુંનું પડીકું અને પાણીનું વાસણ જડયું હતું. આ સાંભળી વજીરે નસીબવાળાને કહ્યું કે જોયું ! આ લાડુનુ પડીકુ અને પાણીનું વાસણ તમે ન જાણો તેવી રીતે મેં મુક્યું હતું, કે જે ઉદ્યોગ કરશે તેને તે મલશે. તમે નસીબને આધારે બેસી રહ્યા તેથી ભુખે મુવા. અને તમારો મીત્ર જેણે ઉદ્યોગ કીધો તેણે તે ખાધું. હવે પેલા નસીબવાળાએ કબુલ કીધું કે હા ઉદ્યોગ કરે તોજ મેહેનતનું ફળ મળે.

"આ વાતનો સાર એછે કે કોઈપણ શખસે નસીબમાં જે હશે તે થશે કરી બેસી રહેવું નહિ. પણ ખંતી રહી, ઉદ્યોગ કરવો અને ત્યારેજ મેહેનતનું ફળ મળશે માટે યાદ રાખવું કે "ફરે તે ચરે અને બાંધ્યો ભુખે મરે."

## બીજલશનો ગધેડો રાજા, ને કચેરીનો કુતરો વજીર.



છેલબટાઉ નામનો રાજા અમદાનગરમાં રાજ કરતો હતો અને તેને ચતુરસીંગ નામે એક વજીર હતો. તે વજીર ચતુર હતો, એક દિવસે રાજાએ તેની પાસેથી **"જાતની કજાત, કજાતની જાત, કચેરીનો કુતરો, અને બીજલશનો**

ગધેડા" એવી ચાર વસ્તુ માંગી. ત્યારે વજીરે બે માસની મુદત તે વસ્તુ મેળવવાને માટે માંગી. આ પછી વજીરે એક કશબણ સંગાતે દોસ્તી બાંધી, ને દરરોજ તેને ઘેર અમસ્થો જઇને વાત ચીત કરી પાંન ખાઇને રૂપીઆ આપી ઘેર જતો હતો, અને પોતાની બાયડી સંગાતે નકામો ટંટા કરતો હતો. થોડા દીવશ ગુજર્યા બાદ પોતાની સ્ત્રી સાથે તે પ્યાર કરવા લાગ્યો, અને એક દીવશે એક બકરાને મારીને તેને ગુણપાટની અંદર વીંટાળીને પોતાની બાયડીને આપીને કહેવા લાગ્યો, કે મેં મારા શત્રુને મારી નાંખ્યો છે, વાસ્તે કોઇ ન જાણે એવી રીતે ઘરમાં દાટવી, અને આ વાત કોઇની આગળ કહેવી નહીં. થોડા દીવસ ગુજર્યા બાદ વજીરે વળી પોતાની સ્ત્રી સાથે મોટો ટંટો કરવા લાગ્યો. તેથી સ્ત્રીએ કંટાળીને થોડી અક્કલ હોવાથી વજીરને શિક્ષા કરવાને માટે રાજા પાસે ફરિયાદ કરવાને ગઇ, અને બોલી કે એ રાજા! તારા વજીરે, તારી રૈયત અધેનો એક શખશનું ખુન કીધું છે, અને તેની લાસ મારા ઘેર મધે દટાવી છે. એ ઉપરથી રાજાએ હુકમ કીધો કે વજીરનેગરદન મારવો, કારણકે તેની બાયડીએ જે વાત કહી તે ખોટી ન હોય, તેથી સિપાઇઓ તેને ગરદન મારવા લઇ ગયા. આ વાત કશબણને પડવાથી સિપાઇઓ પાસે દોડી ગઇ અને તેમને કહયું કે તમે એને ગરદન મારો નહીં અને રાજા આગલ લઇ ચાલો, મારે રાજાને કંઇ કહેવાનું છે. એ ઉપરથી સિપાઇઓએ વજીરને રાજા પાસે લઇ ગયા. કશબણે રાજાને કહ્યું કે જો વજીરનું જીવ બચાવો તો હું તમને દશ હજાર રૂપીયા આપું; કારણકે વજીરની ઉપર જે અપરાધ મેલ્યો છે તે ખોટો છે. માટે રાજાએ તપાસ કરવી સજાવાર છે; અને જો કદી વજીર ગુનેહગાર ઠરે તો તેને ગરદન મારવો. એથી રાજાએ વજીરની બાયડીને બોલાવી મંગાવી,

અને સિપાઇને મોકલીને પેલી દાટેલી બકરાની લાસ મંગાવી. લાસને ઉખેડી જોતાં તે બકરાની માલમ પડી. એ ઉપરથી રાજાએ વજીરને પુછ્યું કે આ તારો બચાવ કરનારી સ્ત્રી કોણ છે? વજીરે કહ્યું કે એ કશબણ છે, માટે મારી બાયડીની જોડે ઉભી રાખવી, મારે કંઇ કહેવું છે. એથી રાજાએ તેની સ્ત્રીને કશબણની સાથે ઉભી રાખી. વજીર બોલ્યો કે રાજા! તારા સવાલનો જવાબ સાંભળ. એટલું કહીને પોતાનો હાથ કશબણના ઉપર મુકીને બોલ્યો કે **"કજાતની જાત"** તે આ. બીજે હાથ પોતાની બાયડી ઉપર મેલીને બોલ્યો કે **"જાતની કજાત"** તે આ. **"કચેરીનો કુતરો"** તે હું, કારણકે દરરોજ લોકોની પાસેથી કજીઆની વેળાએ લાંચ લઉંછું, અને **"મીજલશનો ગધેડો"** તે તું, કારણકે જેમ હું કજીઆ ચુકાવું છું તેમ તું ચુકાવે છે, અને જેવી રીતે હું લોકોને શિક્ષા કરૂં છું તેમ તું પણ કરેછે, વાસ્તે શિક્ષા લાયકની છે કે નહિં તેટલુંબી તું નથી વિચારતો, વાસ્તે હું કુતરો ને તું ગધેડો.

## ન ભણેલા પુરૂષનો રડાપો!



કપડવંજ કરીને એક ગામ છે, તેમાં વમળશા કરીને એક વાણીઓ રહેતો હતો. તે પરદેશ વેપાર કરવાને સારૂ ગયો હતો. તે પરણ્યો હતો તથાપિ તેને પેટે કાંઇ છોકરૂં ન હોતું. તેણે એક દિવસે પોતાની સ્ત્રીપર પોતાની તાજગીરીનો કાગળ લખ્યો, તે પેલી સ્ત્રીની પાસે આવ્યો, પણ તેના ઘરમાં કોઈ વાંચનાર નહીં, તેથી તે રસ્તે-થી આવતા એક ભપકાદાર અને સોહમણાં દેખાવના માણસને વાંચવાને આપ્યું. આ પુરૂષને વાંચતાં નહિ આવડતું હતું, તેથી

પેલું કાગળ ઉખેડીને ઉપરથી નીચે સુધી ટીકી ટીકી જોયું. પણ પોતાને વાંચતાં આવડતું નથી, એવું જાણી આંખોમાં પાણી ભરાવા માંડયાં. તે જોઇ પેલી સ્ત્રી તો વહેમાઇ ગઇ, અને તેનું કાળજુ ધડકવા લાગ્યું. તે તેને પુછવા લાગી કે ભાઇ! કેમ તારી આંખોમાં આંસુ આવેછે? આ સાંભળી તે વધારે રડવા લાગ્યો. ત્યારે તો પેલી સ્ત્રીને પકી ખાતરી થઈ કે બેશક મારો ધણી ગુજરી ગયો. પછી પેલાપાસેથી કાગલ લઇ રડતી રડતી પોતાના ઘરના ઓટલે બેઠીને વિલાપ કરીને મોટે સાદે ખુબ તાણીને રડવા લાગી. આ તમાસો જોઇને સઘળા શેરીના લોકો ભેગા થયા, ને પુછવા લાગ્યા કે બાઇ! તું શા માટે રડે છે? તારે માથે શું આફત આવી પડી છે? તે સાંભળી તે વધારે રડવા ને કુટવા લાગી. બે હાથે છાતીને માથું કુટી નાંખ્યું, ને લોહી લુહાણ કહાડયું. જોવા આવેલા લોકો પણ આ ખુનરેજી અને કંટાળા ભરેલા બનાવથી રડવા લાગ્યા. અને તેને ઝાલી લીધી. પછી તેને સમજાવીને પુછયું કે બાઇ! તું આવડું કલ્પાંત શા માટે કરેછે? તે તો જરા અમને સમજાવ! પછી પેલી સ્ત્રીએ પોતાના ખોલામાંથી કાગળ એક મરદના હાથમાં આપ્યો અને કહ્યું, કે મારા ભોગ ફરી વળ્યા. મારો પ્રાણપતિ દેવલોક થઇ ગયો. ઓ મારી માડી રે!—હાય! હાય! મારૂં નશીબ ફુટી ગયું. હવે મારી શી વલે થશે? મારો જન્મારો કેમ જશે? ઓ મારા સ્વાંમી નાથ રે!—

આંણી તરફ પેલી સ્ત્રી કલ્પાંત કરી રહી છે, પેલી ગમ પેલો મરદ તે સ્ત્રીના ધણીનો આવેલો કાગળ વાંચે છે તો એમાનું કશું-એ જણાતું નથી. કાગળમાં તો તેના ધણીની તંદુરસ્તી તથા ખુશી ખુશાલીમા સમાચાર વાચતાંવારને તેણે પેલી સ્ત્રીને ધીમી પાડીને સમજાવ્યું કે બાઈ! તારો ધણી ક્ષેમ કુશળ છે, તું નકામી રડારોલ

શા માટે કરી રહી છે? આ કાગળ તેં કોની પાસે વંચાવ્યો? પેલી સ્ત્રી બોલી કે પેલો માણુસ ખુણામાં બેશી બેશી રડે છે તેની પાસે મેં વંચાવ્યો. આ સાંભળી લોકોએ તેને પુછ્યું. ત્યારે તે બોલ્યો, ભાઈઓ! હું કાંઈ કાગળ મધેની બીના વાંચીને રડતો નથી; પણ હું તો મારા નશીબને રડું છું, કે હું આટલો મોટો ગધેડો સરખો થયો તો બી એટલું કાગળ વતીક વાંચવાને શીખ્યો નહીં!! આ માણુસના આવા ખુલાસાથી પેલી સ્ત્રી, તથા લોકોને ધીરજ આવી. અને તેઓ આ માણુસની મુરખાઇ ઉપર હશી ત્યાંથી ચાલતાં થયાં.

## એક બેવકુફ ઘોડેસ્વાર.



એક બેવકુફ સ્વાર એક ઘોડા ઉપર બેશી પોતાની મુશાફરીનો સામાન પોતાનાં માથા ઉપર મુકીને જતો હતો. લોકોએ તેને પુછ્યું કે ઓ નાદાન! આ તારાં માથાં ઉપરનો બોજો ઘોડા ઉપર નાખીને તેના ઉપર શા વાસ્તે નથી બેસતો? કારણ કે આમ બેસવાથી પણ ઘોડા ઉપરજ ભાર પડેછે. એથી બેવકૂફે જવાબ દીધો કે વાવારે ભાઈ! તમે તો મારા ઘોડાનાં મોટા દુશ્મન દેખાઓ છો, હું તમારા કરતાં કાંઇ વધારે સમજુ છું. સબબ કે જો હું આવો ભારે બોજો ઘોડાની ઉપર મુકું તો પછી મને કોણ ઉંચકે? અને વલી તે સાથે મારા શેઠનો ઠપકો શાંભલવો પડે, કારણકે તેની ખાશ સ્વારીનો એ ઘોડો છે, અને તેથી હું મારા માથા ઉપર શામાન ઊંચકી મારા ઘોડાને આશુદા રાખું છુ કે રખેને તેને ભાર લાગે. આ માણુસનું આવું બોલવું સાંભળી લોકો તેની અક્કલ ઉપર હસવા લાગા, અને ત્યાંથી ચાલતા થયા.

## ૪૧

# પાદશાહ અને ફકીરો.



એક પાદશાહ કેટલાએક ફકીરોની હાજર જવાબી સાંભળીને તેઓ ઉપર ગુસ્સે થયો, અને તેઓને દેશનિકાલ કરવાનો હુકમ કીધો. જ્યારે તે ફકીરોને દેશનિકાલ કરવાને લઇ જતા હતા, ત્યારે રસ્તામાં લોકોએ પેલા ફકીરોને પુછ્યું કે, તમે કયાં જાઓછો ? ફકીરોએ કહ્યું કે પાદશાહે પોતાની દીકરીને દરીઆના પાદશાહનાં વિવાહમાં આપીછે તેના દાજામાં અમને મોકલેછે. આ ફજેતી ભરેલી વાત આખા ગાંમમાં ચાલવા લાગી. અને જ્યારે તે પાદશાહના સાંભલવામાં આવી, ત્યારે તેને ઘણું ખરાબ લાગ્યું, અને તેણે વિચાર્યું કે આ ફકીરો આથીબી વધારે માઠું લાગે એવી વાતો ફેલાવશે, તેથી કંટાલીને તેઓને પાછા બોલાવી મંગાવ્યા, અને કહ્યું કે—તમે જ્યાંથી આવ્યાછો ત્યાં જાઓ. પાદશાહના આવા હુકમથી તેઓ રસ્તામાં જઇને એક ઘરડી કંગાલ સ્ત્રી સુતેલી હતી, તેની જાંગમાં માથું ઘાલીને એકની પછવાડે એક, એમ પોત પોતાનાં માથાં એક બીજાની ગાંડ ઉપર મુકીને હારોહાર લાંબા થઇને જમીન ઉપર પડયા. એથી લોકો તે ફકીરોને કહ્યું કે—ઓ ફકીરો ! તમે આ શું નઠારી અને નાલાએક ચાલ ચલાવોછો ? ફકીરોએ જવાબ દીધો કે—શાહેઓ ! અમને આ શેહેરના પાદ-શાહની તરફથી હુકમ થયો છે કે " જ્યાંથી તમે આવ્યાછો ત્યાં પાછા જાઓ." અને તેથી ઘણાએક અંદર ગયાછે, અને અમોબી અંદર જઇએ છઇએ. તે લોકો આ ફકીરો, અને પાદશાહ વચ્ચેનો સઘળો બનાવ જાણતા હતા, તેથી આપી તેઓની ચાલ ઉપર તેઓ હસવા લાગ્યા અને પોત પોતાને રસ્તે ચાલ્યા.

# બેની લડાઇમાં ત્રીજાને લાભ.



વ્યવહારમાં જે કેટલાએક સવાલો ઘણા કઠણ છે, તેમાં-નોજ આ એક છે. પણ તે જરૂરનો છે માટે તેનો વિચાર દરેક સમજદાર માણસે કરવાનો છે. તેથી અત્રે થોડું વિવેચન કરીએ છઇએ.

આ દેશમાં સો દોડસો વરસ ઉપર જ્યાં ત્યાં હિંદુ કે મુસલમાન રાજ્યો હતાં. તે નાશ પામીને તેની જગા ઉપર અંગ્રેજ લોકોનું રાજ્ય થયું છે. એ કેમ થયું હશે? એનો જવાબ "બેની લડાઇમાં ત્રીજાને લાભ" ની કહેવતમાંથી મલશે. અથવા પેલા બે બીલાડીને વાંદરાની વાત યાદ કરશો તો તેપણ ઠીક પડશે. એના કેટલાએક દાખલા આપવા જોઇએ.

દક્ષિણ હિંદુસ્તાનમાં તંજાવર નામે એક મોટો પ્રાંત છે, તેમાં હિંદુનું રાજ્ય હતું. તેની ગાદી ઉપર શાહુરાજા હતો, તેના સામો પ્રતાપસિંહ નામનો દાવાદાર ઉત્પન્ન થયો. એ ટંટામાં પ્રતાપસિંહનો પક્ષ પકડવાથી ઇ૦ સ૦ ૧૭૪૯ માં દેવી કોટ નામે કિલ્લો અને તેની આસપાસનો મુલક અંગ્રેજ સરકારને મલ્યો.

નિઝામ હૈદરાબાદમાં નાસિરજંગ ગાદી ઉપર હતો, ત્યારે મુજફ્ફરજંગ તેનો પ્રતિપક્ષી થયો. તેમાં નાસિરજંગનો પક્ષ પકડ અંગ્રેજોએ પોતાનો લાભ સાધી લીધો.

કર્નાટકના નવાબ અનવરૂદીનને ચંદાસાહેબ સાથે અણબનાવ થયો. તેના કજીઆમાં અનવરૂદીનની તરફ કરવાથી અંગ્રેજોનાં હાથમાં ઘણો મુલક આવ્યો.

બંગાળાનો સુબેદાર સુરાજઉદ્દવલા દુષ્ટ હોવાથી તેનાં અમા-

રનાં માણસોએ તેને ગાદીઉપરથી કહાડવાનું કાવતરૂં રચ્યું. તેમાં તેનો સેનાપતિ મિરજાફર આગેવાન હતો. એ કાવતરામાં અંગ્રેજો સામેલ થયા. અને એ સેનાપતિનો પક્ષ પકડીને પોતાનો એવો તો લાગ સાધ્યો કે પછી થોડા વખતમાં તે આખું રાજ્ય તેમનાં હાથમાં આવ્યું. પુનાની પેશવાઇ ગાદીઉપર સવાઇ માધવરાવ હતો ત્યારે તેના કાકા રઘુનાથરાવને રાજ્યની ઇચ્છા થઇ, તેથી મદદ માંગવાને તે અંગ્રેજ સરદાર પાસે ગયો. એ બીના આગળ વધતાં આખરે ઇ. સ. ૧૮૧૮ માં આખી પેશવાઈ અંગ્રેજોના હાથમાં ગઇ.

એમ ઇતિહાસ ખોલતાં બીજા બીજા અનેક ઉદાહરણો મળી આવશે. તે ઉપરથી ખુલું સિદ્ધ થાય છે કે, **આપણા દેશમાહેના આપણાં રાજ્યો માંહો માહેના કજીઆથી ગયા.** એમાં વાંક કોનો? કજીઓ કરનારનો કે વચ્ચે પડનારનો? અમે કહીએ છઇએકે, કજીઓ કરનારાઓનો વધારે વાંક છે. કેમકે જો આપણા રાજા અને નવાબો પોતપોતામાં ટંટો ન કરત અને પોતાના રાજ્યની ભાંજગડમાં અંગ્રેજોને ન દાખલ કરત તો તેમનાથી તેમાં હાથ ઘલાતજ નહિ અને લાભ પણ થાત નહિ. વળી "બેની લડાઇમાં ત્રીજાને લાભ" એ કહેવત કંઈ તેમને માલમ ન હતી એમ નહિ, તથાપિ જે બનવાનું તે બને છે. એમાં માણસનું ડહાપણ ચાલતું નથી. અંગ્રેજો આ દેશમાં આવીને તરેહ તરેહની તદબીર કરી જેમ એ રાજ્ય મેળવ્યું છે, તેવો ઉદ્યોગ અને તેવું રાજ્ય મેળવવા માટે આપણા લોકોનો શું કોઇએ હાથ પકડ્યો હતો? એ સર્વ ઉદ્યોગનું ફળ છે.

જુઓ ત્યારે, કજીઆ કંકાસથી રાજ્ય સરખા નાશ પામ્યાં તો સાધારણ સંસારીની શી વિશાત? માટે હાર ખમવી પણ

ડવુ નહિ. એજ ખરો રસ્તોછે. તે જો પકડશો તો સુખી થશો.

## " જુગ તે કદી મરેકે " !



કયો વ્યવહાર કયાં ચાલશે. એ જે સમજતો નથી તેજ ગાંડો છે તેવું કોઇએક માણસથી બને છે તો તેમાં તેની હાની થાયછે અને બીજાઓને હસવાનું કારણ થઇ પડેછે.

એક લશ્કરમાં એક બોજો સીપાઇ હતો. તેને સોગઠાં રમવાનો ઘણો છંદ હતો તે ઉપરથી તેના મનમાં એવું પણ ઠસી ગયું હતું કે, ગમે તેમ થાય તોપણ જુગતો કદી મરે નહિ. એ સીપાઇને એકવાર લડાઇમાં જવું પડયું. ત્યાં ઝપાઝપી ચાલવાથી દુશ્મનની ગોળી અને તીરવડે સેંકડો સીપાઇઓ જોત જોતામાં પડવા લાગ્યા, તે જોતાં પેલા સીપાઇને સોગઠાંનો દાવ યાદ આવ્યો, એટલે હાથમાંની બંદુક નાંખી દઇ ઝટ કુદીને એક સ્વારની પછવાડે ઘોડા ઉપર ચડી બેશી સ્વારને મજબુતથી બાઝી રહયો. તેને પેલા સ્વારે પુછયું. " અલ્યા ! એ શું કરેછે ? " તેને પેલા સીપાઇએ ગભરાણમાં ઉતાવળો જવાબ દીધો. " અરે ચુપ ! બોલ નહિ; હવે મારે ને તારે બંનેને કશી બીક રહી નથી." તેવારે સ્વારે ફરી પુછયું કે, હવે બીક કેમ નથી ? તેનો પેલા સીપાઇએ જવાબ દીધો, " હવે આપણું જુગ થયું. જુગ તે વરી મરતુ હોય કે ? " એ બોલતો હતો એટલામાંજ એક સરર કરતી ગોળી આવીને બંને જણની છાતીની આરપાર નીકલી ગઇ અને તે મુવા ;

જયાંનું ત્યાં શોભે! સેત્રંજમાં જેવી ઊંટની આડી ચાલ હોય છે, તેવી જીવતા ઊંટની રાખવા જઇએ તો કેમ પરવડે? તેવો રસ્તો પણ શેનો મળે ?

જ્ઞાન મેળવવું એ જુદું છે અને તેનો ઘટતો ઉપયોગ કરવાનું કામ જુદું છે. યોજના જોઇએ, નહિ તો તે સઘળું "ધુળધાણી ને વા પાણી."

## એક હાજર જવાબી ફકીર.

એ દરવેશ એક શોદાગરના દરવાજા આગળ જઇને સવાલ કીધો કે બાવા! કાંઇ ફકીરને આપ. ત્યારે અંદરથી જવાબ દીધો કે શાંઇ શાહેબ! બેગમ ઘરમાં નથી. એ ઉપરથી ફકીર બોલ્યો કે બાવા! હું કાંઈ બેગમને નથી માંગતો? પણ ટુકડો રોટલી માંગું છું, તે ઘરમાં છે કે નહીં. પેલા શખશે આવા ફકીરનાં જવાબપરથી તરત રોટલી આપી તે લઇ ફકીર ચાલતો થયો.

## જીભને પગ.



એક છોકરાએ પોતાની માને પુછ્યું. "કેમ મા! તારી જીભને પગ છે કે?" માએ કહ્યું, શું? મારી જીભને પગ? એમ એવકુફની પેઠે શું પૂછે છે? ત્યારે છોકરો બોલ્યો, મા! એમાં એવકુફી શી? તારી જીભ સવારથી સાંજ સુધી એક સરખી ચાલ્યા કરેછે, એમ બાપા કહેછે; તે જીભ પગ વગર કેમ ચાલે?

## મહમદશાહ અને ચાર ચોરો.



ગીઝનવી શેહેરમાં મહમદશાહ નામનો ભલો અને નેક પાદ-શાહ રાજ કરતો હતો. આ શાહ વિષે એમ કહેવાએલું છે, કે તે રોજ રાતના છુપા વેશે શેહેરમાં ફરવા નીકળતો હતો તેથી રૈયતના સુખ દુઃખની વિગત મેલવતો હતો.

એ પ્રમાણે એક દીવસે શાહા ચંદ્રમાની રાતના શેહેરમાં ફરતો ફરતો એક ટેકડી આગળ જઈ પુગો, ત્યાં જોયછે તો ચાર સારી બાંધણીના માણુસો બેસીને કાંઇ વાતો કરેછે; શાહાની મરજી તેઓનો વિચાર જાણવાની થઇ તેથી તેઓની આગળ ગયો ને પેલા શખ્સોને કહેવા લાગ્યો જે "ભાઇઓ ! તમે કોણ છો ? અને આટલી રાતના અત્રે શું કરોછો"? પેલા શખ્સો ધીરે રહી બોલ્યા "બિરાદર ! અમો તો ચોર છઇએ, તું કોણ છે ?" શા જવાબ દીધો કે "મનેબી કાંઇ ધંધો નહિં મળવાથી ચોરીનોજ ધંધો કરૂંછું. જો તમારી ખુશી હોય તો હુંબી તમારી સાથે જોડાઉં, મને સારાં સારાં ઠેકાણા માલમ છે તેથી હું તમને ઘણો ઉપયોગી થઇ પડીશ. પેલા ચોરોએ વિચાર કરી કહ્યું કે "ભાઇ તારામાં કંઇ હિકમત છે ? અમારામાં તો ચાર ઉત્તમ હિકમતો છે. એકમાં એવી હિકમત છે કે જો હજાર આદમીની ફોજમાં પોતાના દોસ્તોને લઇને જાય તો તેને કોઇ જોઇ શકે નહિં એટલુંજ નહિં પણ તેની સાથે જેટલા બીજા હોય તેને બી કોઇ જોય નહીં. બીજો બધી જનાવરોની બોલી જાણેછે. ત્રીજો એવો છે કે તેને જો એક માણુસને પચાસ વર્ષપરબી જો જોયો હોય ને તે આજે પાછો મલે તો તેને તુરત ઓલખે, પછી તે ગમે એવો જુદો વેશ પેહેરીને આવે; તેમજ વળી ચોથામાં એવી હિકમત છે કે કોઇબી જાતની ઉંચી કળ હોય તો તેને કંઇ પણ નુકશાન ન કરતાં આસાનીથી તુરત ઉઘાડી શકે છે, એટલુંજ નહીં પણ જેમની તેમ બરોબર બંધ પણ કરી શકે છે. ત્યારે બોલ ! તારામાં કાંઇ એવીજ કિસમતનો ઉત્તમ ગુણ છે ?" મહમદશાહ પેલા ચોરોની વાત સાંભળી અજાયબ થયો, ને તેઓમાં એ હિકમત છે કે નહીં તેની પરિક્ષા કરવાનો ઠરાવ કીધો. અગર તેઓમાં જો ખરેખર એ હિકમતો હોય, તો પોતાની દરબારમાં

રાખીને તેઓની પાસેથી એ (ચોરી કરવાનો) ભુંડો ધંધો મુકાવી દેવાડશે; એવો વિચાર કરી શાહ બોલ્યો કે " ભાઇ! મારામાં કાંઇ તમારા જેવી ઉત્તમ હિકમત નથી પણ ફકત એક છે, તે એ કે જેની તરફ મારો જમણો ડોળો ફેરવું તેને દુનીયાથી ઉખેડી નાંખું? માટે તમારી મરજી હોય તો તમારી સાથે રહું; વળી હું મહમદશાહની દરબારમાં રોજ જાઊંછું તેથી મને એક મોટી ખબર છે કે જેમાં શાહાની પોતાની એમૂલાં મોતીની કિંમતી તસબીર રહેછે તે ચોરી લાવીએ, એટલે સઘળી દલદર ફીટી જાય ને સુખી થઇ જઇએ. એક મોતી વેચશું તો એક વર્ષની ખરચી નીકળશે. એવાં કોણ જાણે કેટલાં મોતી હશે, વાસ્તે વિચાર કરવાનો એક બાજુ રાખીને ચાલુ મુકો, પછી હાથમાં વખત નહીં રહેશે." એ સાંભળી પેલા ચાર ચોરો તો ખુશી થઇને મહમદશાહ સાથે ગયા. જેવા મેહેલ આગળ પહોતાં કે કુત્રાઓએ ભસવા માંડયું, ત્યારે શાહે જે ચોર જનાવરોની બોલી જાણતો હતો તેને પુછયું કે કુત્રા શું કહેછે? ત્યારે પેલાએ જવાબ આપ્યો કે એ તો કંઇ એમ બોલેછે કે "ઘરનો ધણી સાથે છે." શાહે વિચાર્યું કે એકની પરિક્ષા પુરી થઇ. હવે બીજાઓને તપાસવાના છે; એટલામાં સિપાઇઓનો પોહોરો મળ્યો. પણ જાણે કોઇ ન હોય તેમ તેઓ પોતાનો પોહોરો ભરતા હતા, ને પેલાઓ પહોરામાંથી પસાર થઇને વળી મેહેલના દરવાજામાં પેઠા. પણ કોઇએ જોયા નહિં, જોકે બધા જાગતા હતા એમ કરતાં ખુદ દરબારના દરવાજા આગળ ગયા, કે જ્યાં એક મ્હોટી પદવીનો અમલદાર બાર સિપાઇઓ સાથે પોહોરો ભરતો હતો. તેના દેખતાં, અંદર ચાલી ગયા પણ પેલા તેર હટા કટા માણસોને મુદ્દલ દેખાયા નહીં. જયારે અંદર ગયા ત્યારે પેલા ચોરોએ પૂછયું કે " ભાઇ! પેલી પેટી કઇ તે બતાવ? શાહે જે

પેટીમાં પોતાની કિંમતી તસબીર રહેતી હતી તે બતાવી, તેવીજ જે ઘણી કલ ઉઘાડી જાણતો હતો તેણે તરત ઉગાડીને પેલી કિમતી તસબીર કાઢી આપી, ને જેમ હતી તેમ પેટી પાછી બંધ કીધી. ને તસબીર લઇને જેવા આવ્યા હતા તેવા કોઇને બી દેખાયા વિના બધા ચોકી પેહેરા વટાવીને પાછા જે ટેકડી પર મલ્યા હતા ત્યાં ગયા. ટેકડી પર આવ્યા પછી પેલા ચોરોને હાર વેહેંચી લેવાનો મનસુબો કરતાં જોઇ, શાહા બોલ્યો ભલા માણસો ! જરા થોભો. હું હમણા ઘરે જઇને આવું છું. તમે અહિંયાજ બેસી રહેશો મને ઘણું અગત્યનું કામ છે તે કરીને હું આવું, ને પછી આપણે શેહેરથી બાહાર નિકળી પડશું એ હાર કોઈ બીજા રાજવંશીને વેચીને તેની જે કિંમત આવશે તે વેહેંચી લઇશું; પણ હું તમારેભરોસે છું તમને ગમે તેવી આફત આવે પણ અત્રેથી જતા નહીં હું હમણા આવુંછું." એમ કહીને મહમદશાહા પાછો પોતાના મેહેલમાં ગયો ને ઓરડામાં જાયછે કે સવારનો પોહોર ફાટો; તરતજ પોતાના વિશ્વાસુ સો સ્વારોને પેલી ટેકડીની નિશાની આપીને મોકલ્યા, ને ફરમાવ્યું કે તે ટેકડી ઉપર જે ચાર શખ્સો બેઠેલા છે તેઓને કંઇ પણ કહ્યા વગર, કશી પણ અલવાળ નહીં આવે તેમ, અત્રે લાવીને મહારા ખાંનગી ઓરડામાં બેસાડવા. તે પછી હુકમ થતાં દરબારમાં હાજર કરવા, પણ સંભાળ રાખજો કે તેમાંથી એક પણ માણસ છટકી જાય નહીં. હુકમ પ્રમાણે એક ગમથી પેલા સ્વારો પેલી ટેકરી પરના કાબેલ ચોરોને પકડી લઈ આવ્યા, ને બીજી ગમથી પાદશાહ મહમદશાહ કચેરીમાં જઇ બેઠો. ધારા પ્રમાણે વડો વજીર તસબીર આપવા ઊઠયો ને જેવી પેટી ઉઘાડીને તસબીર લેવા જાયછે. તો તસબીર મલી નહીં ! વજીર અતીશય ગાભરો બની ગયો ને ધ્રુજવા લાગ્યો કે આજે બધા વર્ષની આબરૂ ધુળ મલવાની;

પાદશાહ એવું જોઇ દમામમાં પુછવા લાગ્યો કે "વજીર ! શું છે ? આજે તસબીર લાવતાં એટલો વિલમ કેમ ?" વજીર ગાભરો પડી કહેવા લાગ્યો કે "જહાંપનાહ ! તકસીર માફ કરો. મેં ગઇ સાંજના તમો નામવર પાસથી જેવી તસબીર લીધી તેવી આ તીજોરીમાં મુકી હતી ને બરોબર ધારા પ્રમાણે બંધ કરીને તેની કુંચી મહારી છાતી સાથે બાંધી મુકી હતી. પણ અફસોસ ! કે આજે જોતાં અંદર તસબીર મલી નહીં ને તેની જગો ખાલી છે ! તો જોકે કળને કંઇ પણ હરકત થઇ નથી તેમજ પોહોરામાં પણ રાત્રે બરોબર હતા એમ ઉપરી કહેછે. ત્યારે મને ઘણુંજ અજાયબ લાગેછે કે તસબીર કયાં ગઇ !" "હા ! વજીર ઘણું અજાયબ છે !" શાહ બોલ્યો "પણ તપાસ કર મલશે, અત્રેથી ચોરી થાયછે ત્યારે બિચારી રૈયતને ત્યાં કેટલી ચોરી થતી હશે? આજે રાતના કયા અમલદારના હાથમાં ઉપરીપણું હતું તેનાથી વાકેફ થા, કે કોઇ ચોર અથવા ચોરો આ મેહેલમાં—અરે ! ખુદ મેહેલના ભિત્તર દરબારમાં દાખલ થયા હતા, વજીર ! હું તને એક કલાકની મેહેતલ આપુંછું તેમાં ખરા ખરા ચોરને શોધી કાઢ." એક કલાકમાં એક દહાડાની જેટલી જેહેમત ખેંચી મેહેનત કીધી પણ વજીર પત્તો મેલવા શકયો નહીં. લાચારે પાદશાહ પાસે આવી ચોર નહીં મલવા વીષે ખબર કીધી. પાદશાહે કહ્યું "વજીર ! મહારા ખાનગી ઓરડામાં જે ચાર માણસો બેઠા છે તેઓને આબરૂ ભરેલી રીતે દરબારમાં હાજર કર. હુકમ મુજબ તરત પેલા ચારે કાબેલ (ચોરો) માણસોને દરબારમાં હાજર કીધા. જેવા તેઓને દરબારમાં લાવવામાં આવ્યા તેવાજ તેઓમાંનો એક, જે એક વખત જોયલાને તરત ઓળખી શકતો હતો તે. બોલ્યો કે "જહાંપનાહ ! અમો ગરીબોપર જમણો ડોળો રાખજો !" શાહે

જોયું કે ચારે જણાઓ પોતાના હુંન્નરમાં ખરા છે, ત્રણ જણની પરિક્ષા રાત્રે થઇ ને એક જણની પરિક્ષા હમણા થઇ, એ ઉપરથી શાહે કહ્યું કે "ભલા માણસો! હું તમારી તરફ જમણો ડોળોજ રાખીશ, હવે પેલી રાતવાળી તસબીર કાઢો." એ બોલો સાંભળતાંજ જેની પાસ તસબીર હતી તેને તુરત કાઢીને શાહના હાથમાં મુકી. જે જોઇને વજીર તથા દરબારીઓ વગેરે અજાયબીમાં ગરકાવ થઈ શાહાની સામું જોવા લાગ્યા. પછી ચાર હિકમતી ચોરોને પોતાના "બૉડીગાર્ડ" (હજુરના રખેવાળ) તરીકે રાખ્યા, ને તે શાહે તેઓ મુઆ ત્યાંસુધી તેઓપર "જમણો ડોળો" રાખ્યો.

## એક મુર્ખ વાણીયો.



એક વાણિયો પોતાના ઘરમાં ઉંગતો હતો, તેના પેટ ઉપરથી એક ઉંદર ચાલી ગયો, ત્યારે તે ઉઠી ઉભો થઇ હાય! હાય! કરીને રડવા ને માથું કુટવા લાગ્યો તેથી તેના ઘરમાંના લોકો પુછવા લાગ્યા જે શા માટે રડેછે? તેણે ઊત્તર વાળ્યો જે આ ઘરમાં મહારાથી રહેવાય નહિં, કારણ જે હમણાં મારા પેટ ઉપરથી ઉંદર ચાલી ગયો છે ને હું કાંઇ તેટલા વાસ્તે નથી રડતો, પણ એટલા વાસ્તે રડુંછું કે આજે તો ઉંદર ચાલી ગયો છે ને કાલે સાપ ચાલી જશે, વાસ્તે મહારાથી કેમ જીવાશે તેથી માથું કુટીને રડુંછું!

## એક કાબેલ શખ્સ.



એક બાદશાહના દરબારમાં એક કાબેલ શખ્સ હતો, તેને એવી ખાસીયત પડી હતી કે જયાં બેશે ત્યાં પોતાની દહાડીનાં બાલ-

તોડયા કરતો હતો એક દહાડે પાદશાહ ગુસ્સે થઇને કહેવા લાગ્યો કે જો તું ફરીથી આ પ્રમાણે કરશે તો તને મોટી સજાએ પહોંચાડીશ. થોડા દહાડા ગયા કેડે તેનાથી કાંઇ સારૂં કામ બન્યું તેથી પાદશાહ ઘણો મેહેરબાન થઇને કહેવા લાગ્યો જે માંગ ! માંગ ! જે માંગે તે તને બક્ષું. તે શખ્સે જવાબ દીધો જહાંપનાંહ,! મને મારી દહાડી ચુંથવા દેવી બીજું કાંઇ જોઇતું નથી. એવું સાંભળી પાદશાહ હસ્યો ને કહયું કે અગર તારી એવી ધારણા છે તો જા ! મેં તને એ બક્ષ્યું.

## "નાદાન દોસ્ત દુશ્મનની ગરજ સારે."



એક દહાડાના સમે શેખચલી એક ઝાડની ડાંખલી ઉપર બેશીને તેજ ઝાડની ડાંખળી કુહાડા વતી કાપતો હતો તેટલામાં રસ્તે જતાં એક રાહદારીએ તેને કહયું કે—ભાઇ! જે ડાંખળી ઉપર તું બેઠોછે તેજ ડાંખળી કાપેછે તો તું પડી જશે નહીં ? આ વાત સાંભળી શેખચલીએ તેને જવાબ દીધો કે—જા ! જા ! ભલાં માણુસ ! વળી મોહોટો હુશીયાર પડયો તે મને શીખામણ દેછે. શું તું ઇશ્વર છે કે તેં અગાઉથી જાણ્યું કે હું પડી જઇશ ? શેખચલીની આ વાત સાંભળી પેલો રાહાદારી તો ત્યાંથી મુંગો મુંગો ચાલતો થયો, અને થોડીજ વારમાં પેલી ડાંખલી કપાઇ ગયાથી શેખચલી તેની ઉપરથી નીચે ટુટી પડયો, એથી શેખચલીએ નીશ્ચે જાણ્યું કે પેલો માણુસ ઇશ્વરજ છે, અને તેથી તે ઉઠીને તેની પછવાડે દોડયો, અને પોકાર કરવા લાગ્યો કે ઓ ઇશ્વર ! ઓ ઇશ્વર ! જરા ઉભો રહે. તે ઉભો રહયો, અને શેખચલીએ તેને પુછ્યું કે—ઓ ! મોટા ઇશ્વર ! તું મેહેરબાની કરીને મને કહે કે મારૂં મોત ક્યારે છે? તેણે જવાબ

દીધો કે—ભાઈ! હું કાંઇ ઇશ્વર નથી અને તારૂં મોત ક્યારે છે તે હું કહી શકતો નથી. પણ શેખચલીએ તેની આ વાત માની નહીં, અને ઓશીઆળો થઇને કાલાવાલા તથા આજીજીથી પોતાના મોત વિષે તેને પુછવા લાગ્યો. આ શખ્સે જોયું કે શેખચલીને કોઇબી રીતે સમજાવીશ તોબી તે મારી વાત માનશે નહીં, તેથી તેણે તેને જણાવ્યું કે—જે દહાડે તારા દીલમાંથી લાલ દોરી નીકળે ત્યારે તું સમજજે કે હવે તું મરશે! આ વાત શેખચલી યાદ રાખી પોતાને ઘેર ગયો. એ પછી એવો બનાવ બન્યો કે એક દહાડાના સમે તે કોઇ દરજીની દુકાને બેઠો હતો ત્યાંથી લાલ રેશમનો દોરો તેના દીલને વળગ્યો, અને જ્યારે રસ્તે ચાલતાં તે તેના દીઠામાં આવ્યો, ત્યારે તુરત પોતાના ઘરમાં જઇને પોતાની માંને કેહવા લાગ્યો કે—માંજી! હવે હું મરી જાઉંછું; વાસ્તે તું મને સંભાળજે, કારણ કે મને ઇશ્વરે કહ્યુંછે કે તારા દીલને લાલ દોરો વળગશે ત્યારે તું મરશે!! આ પ્રમાણે તેણે પોતાની માને કહયાથી તે ગુસ્સામાં આવી અને તેને જણાવ્યું કે—જા! મરતો હોય તો મર. આ વાત સાંભળી તે લાગલો મસાંણ તરફ ગયો, અને ત્યાં સુતો અને એવો વિચાર કીધો કે હવે હું મરી ગયો!! એ પછી તેજ રાત્રે તે મસાણ આગળ પાંચ સાત ચોર કોઇ ઠેકાણે ચોરી કરવા જવા સારૂં એકઠા થયા, અને માંહોમાંહે વાત કરવા લાગ્યા. તેઓને ત્યાં વાત કરતા જોઇને શેખચલી મસાણમાંથી બોલ્યો કે—યારો! તમો ચોરી કરવાની વાત કરોછો, પણ જ્યારે હુંબી જીવતો હતો ત્યારે તમારી માફક ચોરી કરતો હતો. આવી રીતે આ ગેબી અવાજ સાંભળીને તે ચોરો અચરત થયા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે આ માણસનેબી આપણની સાથે લેવો જોઇએ, નહીં તો તે આપણને ફસાવી નાંખશે. એટલો વિચાર કરીને તેઓ જે મસાણ આગળથી પેલો અવાજ નીકળ્યો હતો ત્યાં

ગયા, અને પોકાર મારીને પુછ્યું કે તું કોણ છે? બાહેર નીકળ. શેખચલીએ જવાબ આપ્યો કે—ભાઇ! હવે તો મારાથી બાહાર નહીં અવાય, કારણ કે હું મરી ગયેલ્છું. શેખચલીની આ વાત સાંભળવાથી સઘળાઓ હસવા લાગ્યા અને તેને કહ્યું કે—નીકલ! નીકલ! શાલો મોડેથી બોલેછે ને મરી શી રીતે ગયો? એમ કહીને શેખચલીને મસાણમાંથી બાહાર કાઢયો, અને તેને સાથે લઇને આગળ ચાલ્યા, અને પછી તેઓ એક ઘરમાં ચોરી કરવા લાગ્યા, અને શેખચલીને જણાવ્યું કે—તું અંદર જઇને ભારે દાગીનો હોય તે ઉંચકી લાવ. આ વાત સાંભળી શેખચલી અંદર ગયો અને ઘંટીનું એક મોટું પડ ઉંચકી લાવીને સઘળાઓને જણાવ્યું કે—ચાલો! આવો બચ્ચાઓ! હું તડાકો મારી આવ્યો, વાસ્તે એની અંદર મારો ભાગ રાખજો હો!! તે દાગીનો તેઓએ તપાસીને જોયો તો તે પથ્થરની ઘંટીનું એક મોટું પડ માલમ પડયું!! આવો મામલો જોઇ તેઓમાંનો એક જણ બોલ્યો કે—ભાઈઓ! આ માણસ તો કોઇ મૂર્ખ જેવો છે, વાસ્તે એને અહીંયાથી સમજાવીને કહાડી મુકો, નહીં તો તેની બેવકૂફીથી આપણે નકામાં ફસી જઇશું. આ તેના બોલવા ઉપર તેના બીજા સોબીતીઆઓએ કશું ધ્યાન આપ્યું નહીં. અને શેખચલીને પોતાની સાથે મુંગો ચાલવાનું જણાવીને તેઓ સઘળાઓ તે ઘરના માળ ઉપર પેટી કાડીને ચોરી કરવા સારૂ ગયા.

હવે તે ઘેરમાં ચુલા ઉપર દુધપાક રાંધવા સારૂ એક તપેલું મેલેલું હતું અને તે તપાસી જોયું તો તેમાં દુધપાક તૈયાર થએલો હતો, તેથી શેખચલી તે દુધપાકને તપેલામાંથી કહાડીને ફુક મારીને ચાટવા લાગ્યો! એટલામાં તેની નજર એક બુઢી સ્ત્રી, જે આ દુધપાક રાંધતાં ચુલા આગળ એક શાદરીના કટકા ઉપર મોહોડું પોહળું કરીને ઉંઘી ગઇ હતી, તેની ઉપર પડી, અને તે જોઇને શેખચ-

લીએ પોતાના મનમાં વિચાર કીધો કે—હું આ દુધપાક ખાઊંછું તે જોઇને આ ડોશી તે ખાવા માટે પોતાનું મોહોડું ઉઘાડે છે! એવું સમજીને તેણે ગરમાગરમ દુધપાક તે બુઢી સ્ત્રીના મોહોડામાં મુકયો, જેથી તે પોકાર મારીને ભડકી ઉઠી. અને શેખચલીને પકડયો. આ વેળાએ શેખચલી તે સ્ત્રીને કેહેવા લાગ્યો કે—ડોશી મા! તું મને શું કરવા પકડે છે, ? કારણ કે હું કાંઇ ચોર નથી, અને મને તો મુએલો મસાણમાંથી ઉહાડીને અહીંયા લઇ આવ્યા છે! અને ચોર લોકો તો માળ ઉપર પેટી ફાડવા ગયા છે! એથી તે ડોશીએ તે ઘરમાં રેહેનારા માણસોને જાગૃત કીધાં, અને પેલા ચોરોને પકડાવ્યા. બીજે દીને આ સઘળા ચોરોને ઇનસાફ કરવા માટે પાદશાહની હજુરમાં લઈ ગયા તે વેળા પાદશાહે શેખચલીને બેતકશીર ઠેરવીને છોડી મુકયો, અને બાકીના સઘળા ચોરોને શીક્ષા આપી. આ વેળાએ તે ચોરોમાંનો પેલો માણસ, જે શેખચલીને પોતાના સંપમાંથી કાહડી નાખવાને પોતાના સાથીઓને ભલામણ કરતો હતો, તે તેઓને કહેવા લાગ્યો કે—"ભાઇઓ! મેં તમને કહયું હતું કે તમે આ બેવકુફ માણસને સાથે ના લેઓ, નહીં તો તે આપણુને ફસાવી નાંખશે; પણ તમે મારી વાત માની નહીં, તો હવે તેનો સ્વાદ જુવો. તમે આ અણસમજ માણસને તમારો દોસ્ત સમજી, મારા બોલવા ઉપર ધ્યાન નહીં આપીને આપણી સાથે લીધો ખરો; પણ તેજ માણસે પોતાની મૂર્ખાઇથી આપણ સઘળાઓને ફસાવીને ગયો ને "નાદાન દોસ્ત દુશમનની ગરજ સારે" એવું કામ કીધું છે; જો તમે મારૂં કહયું માનીને એને આપણી સંપમાંથી કહાડી મુકયો હતેંતો આ વાત કદી બનત નહીં."

## મુરખાને કાંદાનો માર.



એક તેહેશીલદાર પોતાના લશ્કર સાથે સિંધ દેશમાં પોતાની ઉઘરાંણી કહાડવા માટે ગયો. ત્યારે તે દેશનાં લોકો તેની મહેમાનીને સારૂ સિધો પાણી મોકલવાનો વિચાર કરવા લાગ્યા. તેઓમાંથી એક માણસ બોલ્યો—ભાઇઓ! આપણા દેશમાં કોઠ ઘણાં સારાં થાએછે, તેથી આપણે તે તેને ભેટ મોકલીએ કે તે જોઇને તેહેશીલદાર ખુશી થાએ! બીજાએ કહ્યું કે આપણાં ગામનાં કાંદા ઘણાં ઉત્તમ થાએછે, તે આપણે તેને ભેટ મોકલીએ જેથી તે ખુશી થાએ? સઘળા લોકોએ આ વાત કબુલ કરી અને બે ત્રણ ટોપલી ભરી કાંદા આ તેહેશીલદારની પાસે ભેટ દાખલ લઇ જઇ મુક્યા. આવી નજીવી ભેટ જોઇ તેહેશીલદાર તેઓની મૂર્ખાઇ પર ગુસ્સે થયો. અને પોતાનાં માણસોને હુકમ કીધો કે આજ કાંદાવતીજ આ લોકોને માર મારી આપણા મકાન આગળથી કહાડી મુકો? આ હુકમ મુજબ તેનાં માણસોએ તેઓને કાંદાનો માર માર્યો, અને પોત પોતામાં બોલ્યા કે ઘણું શારૂં થયું કે આપણે તેને સારૂ કોઠ નહીં લઇ ગયા, નહી તો તે પોતાના માણસો પાસેથી તે વતી માર મરાવીને આપણાં માથાં ફોડી નાંખતે!!

## હાથનાં કીધાં હૈયે વાગાં.



અકબર પાદશાહે એક દહાડાના સમે બીરબલને એક ગોખલા ઉપર કોડીઆમાં મુકેલી શેવ લાવવાને કહ્યું. તે ગોખલા ઉપર વિંછી હતો, તેથી જેવો બીરબલ તે કોડીઓ ઊંચકવા ગયો તે-

વોજ તેનાં આંગળામાં વિંછીએ ડંખ માર્યો, જેથી બીરબલે મોટી બુમ પાડી અને પોકેપોક રડવા લાગ્યો ? આ બનાવ ઉપરથી પાદશાહ બીરબલને હમેશાં ચીરડાવવા સારૂ કહેતો હતો કે "બીરબલ ! ગોખલા ઉપર શેવ." પાદશાહનાં મોહોડામાંથી આ બોલ મુકાવવા સારૂ બીરબલે એક યુક્તિ શોધી કહાડી, અને એક દહાડે મધરાતનાં બીરબલ પોતાનાં કપડાં કહાડી નાંખીને તદન નાંગો થયો, અને શરીરપર મેંશ ચોપડીને રાક્ષસના સરખો બન્યો, અને પાદશાહની સંડાસની આગળ જઈ ઊભો. પાદશાહને મોડી રાતના બરૂચુ જવાની ટેવ હોવાથી રાબેતા પ્રમાણે ગયો. જેવો પાદશાહ સંડાસ અંદર ગયો તેવોજ તેણે દીવો ઓળવી નાંખ્યો ને તેને એવો તો બીવડાવ્યો કે તેની ધાસ્તીથી પાદશાહ પોતાનો લેંગો ત્યાંજ પડતો મુકીને નાગો નાગો પોતાનાં દીવાનખાનામાં નાસી ગયો, અને આ વાત કોઈના જાણવ્યા વગર મનમાંજ રાખી. તે એવુંજ સમજ્યો કે સંડાસ મધે ભુત તેને વળગ્યો. બીજે દહાડે સવારના જ્યારે વળી અકબર પાદશાહે રાબેતા મુજબ કચેરીમાં બીરબલને કહ્યું કે—"બીરબલ ! ગોખલા ઉપરની સેવ"—ત્યારે બીરબલે જવાબ દીધો કે "જહાંપનાહ ! પેલો સંડાસમાંનો દેવ." પાદશાહ આ વાત સાંભળીને ચુપજ થઇ ગયો, અને પામી ગયો કે પેલો સંડાસમાંનો ભુત બીરબલજ દેખું ? આ પછી પાદશાહે બીરબલને "ગોખલા ઉપરની સેવ" કરીને ચીરડાવવાનું મુકી દીધું, અને પોતાનાં મનમાં પસ્તાવા લાગ્યો કે ક્યાંનો ક્યાં એને છેડયો; કારણકે આ તો "હાથનાં કીવેલાં હૈયે વાગાં."

## એક માણસ અને તેના પોપટની કથા.



કોઇ એક માણસ હતો તેની સ્ત્રી ઘણી ખુબસુરત અને લાવણ્યસંપન્ન હતી, તેનાપર તે માણસના પંચપ્રાણનો વસો

આધાર હતો એમ કહીએ તો ચાલે; અર્થાત તેનો તે સ્ત્રી પર અતીશય પ્રેમ હતો. એક દહાડો ઘણુંજ અગત્યનું કામ આવવાથી તે ગૃહસ્થ બાહાર ગયો. રસ્તામાં ભાત ભાતનાં સુંદર પક્ષીઓ વેચાતાં હતાં તે તેણે જોયાં તો તેમાં એક સુંદર પોપટ તેની દૃષ્ટીએ પડયો. એ પોપટ મનુષ્યનાં જેવું સ્પષ્ટ બોલતો હતો એટલુંજ નહીં, પરંતુ નજરે જોએલી હકીકત આબેહૂબ અસલ મુજબ કહી સંભળાવવાની તેનામાં શક્તિ હતી. આવા ગુણવાન પોપટ તરફ તે માણસનું મન લલચાયું. તેથી તેણે તે ખરીદ કરી તેને એક સુશોભિત પીંજરામાં નાંખીને તે ઘેર લાવ્યો. પછી પોતાની સ્ત્રીને તેણે કહ્યું કે આ પોપટ ઘણો સરસ છે, તેથી તેનું પાંજરૂં હંમેશાં આપણા સુવાના દીવાનખાનામાં બાંધવું." થોડા દહાડા પછી જલદીથી કંઇ જરૂરના કામસારૂ તે માણસને બાહાર ગામ જવાનો પ્રસંગ આવવાથી પોપટને સંભાળી રાખવાની પોતાની સ્ત્રીને ભલામણ કરી તે રસ્તે પડયો. જયારે તે માણુસ બહારગામથી પાછો આવ્યો ત્યારે પેલા પોપટને એકાંતમાં લઇને પોતાની ગેરહાજરીમાં બનેલી હકીકત પૂછી, તે ઉપરથી પોપટે તેની સ્ત્રીની તમામ બદફૈલી જાહેર કીધી. એથી તે ગૃહસ્થ તેની વહાલી સ્ત્રીપર ઘણોજ ગુસ્સે થયો અને ઘરમાં કંકાસ આદરી બેઠો. તેની સ્ત્રીને એ ઉપરથી એવો સંશય આવ્યો કે ઘરના ચાકર લોકોએ તમામ હકીકત મારા પતિને જાહેર કીધી હશે, તેથી તેણે સર્વ નોકરોને અને દાસીઓને ધમકી આપી, ને પુછયું; પરંતુ "બાઇ સાહેબ અમે કોઇએ તમારી ચાડી ચુગલી કરી નથી" એવો સર્વ તરફથી ઉત્તર મળવાથી તથા ચતુર દાસીના કહેવા ઉપરથી તે સમજી શકી કે મારા ધણીના કાન ભંભેરનાર પેલા પોપટ શીવાય બીજું કોઇ નહીં હોય.

પછી પોતાના પતિના મનમાંથી આવેલો શક દૂર કરવા તથા

પોપટનું વેર લેવાને તે સ્ત્રી અનેક યોજના ઘડવા લાગી. છેલ્લે વિચાર કરતાં કરતાં તેણે એક સરસ યુક્તિ શોધી કહાડી. તેનો વર વળી બીજી વાર કોઇ કામને માટે બહાર ગામ ગયો ત્યારે તેણે પોતાની ત્રણ દાસીને બોલાવીને હુકમ કર્યો, કે આજ રાત્ર બાર વાગતાને સુમારે એ પોપટના પિંજરા નિચે આટો પિસવાની ઘંટી ચલાવવી, બીજીએ ઝારી લઇને તેના પીંજરા પર એક સરખું પાણી છાંટયા કરવું, અને ત્રીજીએ એક મોટો આરસો લઇ દીવાનો પ્રકાશ વખતો વખત પોપટના મ્હોંપર પાડવો. હુકમને અનુસરી દાસીઓએ તે પ્રમાણે સઘળી તજવીજ યથાસ્થિત કરી.

બીજે દહાડે તે માણસ ઘેર આવીને પોતાની ગેરહાજરીમાં બનેલી હકીકત પોપટને પુછવા લાગ્યો, તેથી તેણે કહ્યું “ મહારાજ ! અરે હું શું કહું ! કાલ રાત્રે એવો વરસાદ જોરથી આવતો હતો, અને તે વિજળીના ચમકારા સાથે એવો તો ગડગડાતો હતો કે મને આખી રાત નિંદ્રાજ આવી નહીં. તે ગૃહસ્થને માલમ હતું કે તે દહાડે બીલકૂલ વરસાદ વરસ્યો ન હતો. આ ઉપરથી તેને લાગ્યું કે પોપટ આપણને હંમેશા મરજી માફક જુઠી વાતો કહેછે. અગાઉ પણ ખોટી વાત કહીને તેણે મારી સ્ત્રી સાથે નાહક કલેશ કરાવ્યો હતો; એવું ધારીને તેણે ક્રોધથી પોપટને પથ્થર સાથે પછાડી મારી નાંખ્યો; પરંતુ આગળ જતાં આડોશી પાડોશી તરફથી જયારે તેની સ્ત્રીના કાવતરા તેના જાણવામાં આવ્યાં, અને તે સમજયો કે મારી સ્ત્રી દુરાચારી છે ત્યારે પોપટને વિના વાકે મારી નાંખ્યા બદલ માહા પશ્ચાતાપ કરવા લાગ્યો.

## બલા તો પગે વળગી !



એક માતબર અમીર એવો તો કંજુસ હતો કે કોઇ દહાડેબી

કોઇને ખવાડચું હતું નહીં, એટલુંજ નહીં પણ પોતાને જીવેબી ઘણીક કંજુશાઇ કરી બરોબર ખાતો હતો નહીં. એક દહાડે એક ગવૈયો તેને મોટું માણુસ સમજીને તેની આગળ ગયો, અને સારંગી કહાડીને ગાવા વજાડવા લાગ્યો કે તેને કાંઇ આપે. એટલામાં તે કંજુસનો જમવાનો વખત થયો તેથી તેના ચાકરે આવીને પુછ્યું કે સાહેબ! ખાણું લાવું કે? ત્યારે તેણે જવાબ દીધો કે મારૂં માથું દુખેછે, વારતે જરા થોભ. એટલું કહીને પોતે પલંગ ઉપર સુઇ ગયો, અને પેલો ગવૈયો તેના પગ આગળ જઇ આસ્તેથી સુતો. એ પછી થોડીકવાર રહીને પેલા બખીલ અમીરે પોતાના ચાકરને પુછ્યું કે કેમ પેલી બલા ગઇ કે? એ ઉપરથી પેલા ગવૈયે જવાબ દીધો કે સાહેબ! "બલા તો તમારા પગે વળગી છે" તે તમને દેખાયછે કે નહીં. એથી તે કંજુસ શરમાઇ ગયો અને હશીને ચાકર પાસ ખાણું મંગાવી ગવૈયાને સાથે લઇ જમ્યો.

## એક પાદશાહ અને તેનો વજીર.

કેટલાએક સોદાગરોએ એક પાદશાહ પાસે ઘોડા લઇને વેચવા ગયા. પાદશાહે તેઓના ઘોડા પસંદ કરીને તેઓ પાસેથી કેટલાએક ઘોડાઓ ખરીદ કીધા અને તેની જે કીમત હતી તે આપી, અને બે લાખ રૂપીઆ વધારે આપી કહયું કે તમારા મુલકમાં જઇને મારે સારૂં બીજા સારા ઘોડા લઇ આવજો. એટલું સાંભળીને તે સોદાગરો રૂપીઆ લઇને ત્યાંથી જતા રહયા. આ પછી એક દહાડે પાદશાહે ખુશી અને ગમતના બહારમાં આવી પોતાના વજીરને કહયું કે ગાંમમાં કેટલા મૂર્ખા છે તેઓનાં નામ મારી પાસે લખી લાવ. એ ઉપરથી વજીરે અરજ કરી જણાવ્યું કે પાદશાહ

સલાંમત ! તે તો મેં અગાઊથી લખી રાખ્યાછે; પણ સાહેબની હજુરમાં હું જણાવવાને અતીશય દલગીર તથા નાખુશ છઉં કે તેમાં પહેલું નામ તમારૂં પોતાનુંજ છે. એથી પાદશાહે વજીરને પુછ્યું કે એમ શા વાસ્તે ?

વજીરે જવાબ દીધો કે પેલા સોદાગરોને બે લાખ રૂપીઆ તમે વગર જામીનગીરી લેવે અથવા વગર ઓળખાંણે આપ્યા તેબી મુર્ખાઇ છે. ત્યારે પાદશાહે વજીરને કહ્યું કે અગર તે સોદાગરો ઘોડા લઇને આવશે તો તું શું કહેશે ? વજીરે જવાબ દીધો કે, સાહેબનું નામ લખેલું છે તે કહાડી નાંખીને તે જગો ઉપર તે સોદાગરોનું નામ લખવું પડશે; કારણ કે જો તેઓ અગાઊથી રૂપીઆ લઇ જઇને પછી ઘોડા લાવે તો તેઓના જેવા હેમકો (મુર્ખો) બીજા કોઇજ નહીં.

## પહેલી અછી પીછલી ખરાબ.



એક રૂષી એક ગામ બહાર પોતાની ઝુંપડીમાં દરરોજ ગાંજો ચઢાવતાં આ રીતે બોલતો હતો. "પહેલી અછી પીછલી ખરાબ." એક દીવસ તેણે ગાંજો ચઢાવ્યોછે ને રાબેતા પ્રમાણે બોલવાનું મંડાણ થાયછે; તેટલાંમાં રાણી ને રાજકુંવરી તેની ઝુંપડીની પડોશમાં આવેલી એક દેવીની દેરીમાં પુજા સારૂં આવ્યાં, તેમાં પાછળ રાણી ચાલતી ને આગળા રાજકુંવરી. તેઓનાં સાંભળવામાં પેલો રૂષીનો વાક્ય આવ્યો. તે સાંભળતાંજ રાણીને તો ક્રોધ ચઢયો ! પુજા પણ પુરી પાધરી કરી નહિં ને જેવી પાછી મેહેલમાં આવી કે રાજા પાસ તે રૂષીની બેઅદબી કહીને તેનો તરત શીરછેદ કરવાને આગ્રહ કરવા લાગી. રાણી ખુલ્લી રીતે બોલી " જો આપ તે રૂષીને

મારશો નહીં તો મને દેખશો નહીં. રાજા પોતાની રાણીની આ વાત સાંભળી અચંબો પામ્યો કે રૂષી તો ઘણા દિવસ થયાં વસેછે. મેં તેની કોઇ દિવસ રતીભાર ફરિયાદ સાંભળી નથી. ઘણી ઘણી મદનમોહીના ત્યાં પુજાપાત્રી કરવાને મધરાત્રે જાયછે. તે રૂષીને અગટીત ચાલ ચાલનારો કહ્યો કે જાણ્યો નથી, માટે એમાં કાંઈ ભેદ હોવો જોઇએ. મારે એની તપાસ કર્યા વિના કંઈ પણ બુરાઇ કરવી નહીં. પછી રાણીને પોતાનો વિચાર કહીં, શાંત પાડી, અને બીજે દિવસે પોતે પોતાની રાણી જે વખતે ગયેલી તે કલાકે ત્યાં પોતાના બીજા વેશે ગયો, અને જોયું તો રૂષી પકી વૃદ્ધતાને પુગોછે. તે ત્યાં ઘણો દીલગીર જેવો બેસી ગાંજો ચહાવેછે. ઘેન-માં પણ છે. તે પોતાના ધ્યાનમાંજ છે. તેણે ડોકી ડાબા જમણી ફેરવી વળી કોઈ વાતની નીરાશીના ચીન્હ કર્યા અને પછી બોલ્યો "પેહેલી અછી પીછલી ખરાબ." એ બોલી ત્યાં પોતાના તોરમાંજ માથે હાથ દઇ બેઠો. આ સાંભળી વેશધારી રાજાએ પુછયું "મહા-રાજ! એ શું બોલ્યા? પહેલી અચ્છી પીછલી ખરાબ! તો અહીં-યાં તો કોઇ સ્ત્રી નથી ને એ ખ્યાલ કોને લાગુ પાડો છો?" ત્યારે રૂષી બોલ્યો "બેટા! સ્ત્રી કોણ? સઉ મારી મા. તું સમજ્યો નહીં, હું ગાંજો પીતી વખતે મારી જીંદગીનું તોલ કરી આ વાક્ય બોલું છું કે જુવાનીમાં મેં ઇશ્વર સ્મરણ ઠીક કર્યું, પણ વૃદ્ધાવસ્થામાં મારાથી કાંઇ પણ બની શકતું નથી; તેથી આ વાકય બોલીને મારી જીંદગીનો શોક કરૂંછું. એ શોક આજ વર્ષો થયાં હું હર વેળાયે ગાંજો પીતાં મારાં મન સાથે બોલુંછું." રાજાએ રૂષીનો મર્મ જાણી રાણીને કહી તેના મનનું સમાધાન કર્યું ને પોતાને અઘોર પાપ નહીં કરવાના આશીરવાદ દીધા.

# ૬૨

# ફુરરર કરતી ઊડી ગઈ.



અકબર પાદશાહનો એવો ધારો હતો કે, દરરોજ રાતના મોટા મોટા અમલદારોએ વાર્તા કરવી. એક દીવસે બીરબળનો વારો આવ્યો, અને તે વાર્તા કહેવા બેઠો. વીશ પચીશ શબ્દ તે બોલે એટલામાં બાદશાહ "ઔર" કરીને ફક્ત એજ અક્ષર બોલે. એમ કરતાં એક વાર્તા પુરી થઇ, અને તેને એક કલાક થયો. બીરબળ વાર્તા કરતાં કંટાળ્યો. પણ બાદશાહે કહ્યું "અબે બીરબળ! એક લંબી બાત ચલાવ." બીરબળે વિચાર કિધો કે, જે મહેનત પડે છે તે મનેજ પડે છે. બાદશાહ તો ફક્ત "ઔર" શબ્દ બોલીને ચુપ રહેછે. માટે કાંઇ એવી યુક્તિ કરૂં કે બાદશાહ પોતે કંટાળી જાય. એમ વિચારી પોતે વાર્તા કહેવાનો આરંભ કર્યો.

"એક ખેડુતે અનાજ ભરવાની કોઠી બનાવી હતી. આ કોઠીની અંદર પવન પણ જઇ ન શકે એવો બંદોબસ્ત રાખ્યો હતો. પાક તૈયાર થવા પછી ખેડુતે અનાજથી તે કોઠી ભરી, અને છાણ માટીથી તેનું મોહોડું બંધ કર્યું. પણ દૈવયોગે તેમાં એક કાણું રહી ગયું. આની અંદર એક ચકલી દાખલ થઇ. ચકલી પોતાનો માળો મળી ગયો જાણીને અંદર ગઇ, પણ અંદર તો અનાજ ભરેલો હતો તેથી બહુજ ખુશી થઈ, અને બીજી ચકલીઓને બોલાવવાને બહાર નીકળી. થોડી વારમાં લાખો નહીં પણ કરોડો ચકલીઓ ત્યાં આવી લાગી, અને અંદર પેશી ગઇ. થોડી વારે એક ચકલી અનાજ લઇને બહાર નીકલી, અને ફુરરર કરતી ઉડી ગઇ. પછી બીજી નીકલીને તે ફુરરર કરીને ઉડી ગઇ. થોડી વારે ત્રીજી નીકલીને ફુરરર કરતી ઉડી

ગઇ." બીરબળે એક ચકલી બહાર નીકલી અને ફુરરૂ કરતી ઉડી ગઇ, એમ પચાશેક વખત કહ્યું, અને બાદશાહે ઔર ઔર એમ બોલ્યા કર્યું આખરે બાદશાહે કહ્યું "અબે બીરબળ! એ સબ કબ પુરા હોયગા." બીરબળે જવાબ આપ્યો, "ખુદાવંદ! જબ લાખો ઔર કરોડો ચીલીયાં ખલાસ હો જાયગી તબ પીછે આગુ બાત ચલેગી." બાદશાહ બોલ્યો, "જબ એ બાતભી બરસોકા બરસ ચલેગી સો અભી રહેને દે." એમ કહીને વાત બંધ કરાવી. બીરબળે યુક્તિથી આ પ્રમાણે વાત કહીને પોતાને મહેનત ન પાડતાં બાદશાહને કંટાળો ઉપજાવ્યો.

## નકટે નાકે દીવાળીને ગધેડાંપર અસ્વારી.



એક વખતે રાજા વિક્રમના શેહેરમાં ચાર ચોર પકડાયા, ને તેઓને ઇનસાફ કરવાને રાજા પાસે લઇ ગયા. રાજાએ સઘળી બીના સાંભળી, વિચાર કરીને, તેઓમાંથી એકને પોતાની પાસે બોલાવી કહ્યું કે આ કામ તને કરવું નાલાયક હતું. એટલું કહીને તેને છોડી મેલ્યો. બીજાને પાંચ સાત ગાળ દઇને કહાડી મુક્યો. ત્રીજાને ધોલ ધકડ છકડ તથા ખાંસડાં મરાવીને કહાડયો, અને ચોથાનું નાક તથા કાન કપાવી કાળું મહોંડું કરીને ગધેડાંપર બેશાડી શેહેરમાં ફેરવવાનો હુકમ કીધો. રાજાનો આંવો ઇનસાફ જોઇને કચેરીના સઘળા લોકો. અજાયબીથી એક બીજાની સાંમે જોવા લાગ્યા, તેથી રાજાએ તેઓને પુછ્યું કે—તમે સઘળા તમારા મનમાં શું વિચાર કરોછો તે મને કહો. આ વાત સાંભળી તેઓએ રાજા આગળ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું કે—મહારાજ! તમે જે ઇનસાફ કીધો, તે તો તમારી અક્કલથીજ કીધો હશે, પણ

તેનો ભેદ અમે સમજ્યા નહિ, તેથી વિચાર કરીએ છઇએ. રાજાએ તેઓને હશીને કહ્યું જે—તે ચાર ચોરો અહીંઆથી ગયા પછવાડે શું કરે છે, તે જાણવા માટે એકેકો હલકારો દોડાવો કે જેથી શું ભેદ છે તે તમે જાણશો. આ હુકમ મુજબ તેઓએ હલકારાઓને દોડાવ્યા. તે હલકારા ત્રણ દહાડા પછી તે ભેદ જાણીને આવ્યા. રાજાએ તેઓને પુછ્યું કે—કેમ! તમે ચોરોના શા સમાચાર લાવ્યા? ત્યારે તેઓએ કહ્યું—છત્રપતી મહારાજ! જેને તમે આ કામ કરવું તને નાલાયક હતું, એમ કહ્યું તે તો જતાંને વાર ઝેર ખાઇને મરણ પામ્યો, અને જે બીજાને ગાળો દઇ છોડી મુકશો હતો, તે તો ગાંમ મુકીને જતો રહ્યો, અને ત્રીજાને જે ધોલ ધપાટ, છકડ મરાવીને કહાડયો હતો, તે તો તેજ દિવસ ઘરમાં ભરાઇ બેઠો, ને બહાર નીકલતોજ નથી; પણ પેલો ચોથો જેનું નાક, કાન કપાવીને ગધેડાંપર બેશાડી શેહેરમાં ફેરવવાને હુકમ કીધો હતો, તે જયારે રસ્તામાં ગધેડાંપર સ્વાર થઈ ફરતો હતો, અને રસ્તે જતાં લોકો ચોતરફથી તેને ધિક્કારતા હતા, ત્યારે તેને તેની બાયડી મલી. તે સઘળાઓના જોતાં પોતાની બાયડીને બોલાવી કહેવા લાગ્યો કે—ઓ! મારી દીલજાન! તું જલદીથી ઘેર જઇને મારે સારૂં નાહવાનું પાણી મુક, કારણ કે હું આખું શેહેર ફરી આવ્યો છું, અને હવે થોડુંજ બાકી છે, તે ફરીને હમણાં થોડાં વખતમાં હું ઘેર આવું છું. હલકારાઓના મોહોડેથી આ વાત સાંભળી સઘળાઓ અચરત પામ્યા, ત્યારે રાજાએ તેઓને પુછ્યું કે—હવે તમે આ વાતનો ભેદ સમજ્યા? તે બોલ્યા—હા મારાજ! તમારો ઇનસાફ તમેજ કરો, બાકી બીજાની શી તાકાત છે કે એ વાતમાં દમ મારી શકે,

# ફુલઝર બારોટ.



ભરથરી નામના રાજાની કચેરીમાં ફુલઝર નામનો એક બારોટ હતો, તેના મ્હોંમાંથી ફુલ ઝરતાં હતાં. તેના મોટા ઢગલા થતાં, તેથી રાજાનું તેના ઉપર ભારે પ્રેમ હતું, અને તેને ઘણા માન સાથે રાખ્યો હતો. એક દીવસે તે ઘોડા ઉપર સ્વાર થઇ ફરવા નીકળ્યો. શેહેર મુકી બાહેર આવ્યો ત્યાં તેને એકાદ કોશ પર કાઠીયારો મળ્યો. તે દૂરથી આવેલો ને થાકથી ભારો હેઠલ મુકી વિસામો ખાતો હતો, ને વાટ જોતો હતો કે જો કોઇ આદમી આવી ચઢે તો તેની પાસે ભારો માથે ચડાવી શહેરમાં જાઊંને તે વેચીને મારી દાશકી સાથે રંગ ઉડાવી મોજ કરૂં. એટલામાં તેણે બારોટને દીઠો તેવો વિનંતી કરી બોલ્યો—બાપજી! મને આ ભારો માથે ચડાવશો? બારોટે કહ્યું,—તારે એવી શી ગરજ પડીછે? જે હું ઘોડે ચડી મારે રસ્તે જાઊંછું તે મારી પાસે ચડાવવા માગેછે? એવું કાંઇ તારે નાહું જાય છે? કાઠિયારે કહ્યું—ભલા મહારાજ! તમે સારાં કપડા પેહેરી ઘોડે બેસી જતા હશો. તેથી એમ જાણતા હશો કે અમારેજ કામ હશે ને આવા હલકા માણસને શું કામ હશે? પણ એમ નહીં સમજવું. સહુ સહુના દીલમાં મગન હોયછે. જો કે હું કાઠિયારોછું, તોપણ મારૂં નસીબ મોટું છે. અને અહિંયાં વાર થવાથી મારો સંબંધછે તે હું ચૂકીશ.—એમ કહી મોહોડું બગાડયું. તે જોઇ બારોટે તેને પુછયું કે તું ગરીબ જાત શાથી મગનછે? એવો તું શો મોટો ધંધો કરેછે કે તને મોટા માણસ સાથે પ્રસંગ હોય! તું કાઠિયારો છે, એટલે ખાંધે બાંધીને રોટલો પણ લાવ્યો હશે તે રસ્તામાં ખાતો જઇશ ને વચમાં કે કુવો આવશે, ત્યાં પાણી પીશ; ને ભારો વેચી ઘેર જઇશ.

તેમાં તું ઘડી મોડો ગયો કે વેહેલો ગયો તો તને શું નુકશાન થવાનું છે? કે હું ઘોડેથી ઉતરીને તને ભારો ચઢાવું અને પાછો બેસું! કાહિયારે કહ્યું—બાપજી! નહિં! નહિં! આપ મારી મશ્કરી કરવી જવા દો. મને મોડું થઇ જશે. માટે મેહેરબાની કરો. ફુલઝરે કહ્યું નાગો બડો વેપારી! નાહાય શું ને નીચોવે પણ શું? ડીંગ શી મારેછે? અલ્યા! તારે તે એટલું બધું શું કામ છે કે મોડું થઇ જશે? તેમ છતાં કોઇ રસ્તે ચાલતો આવે તેને કહેજે એટલે ચડાવશે. કાહિયારો તેને ઓળખતો ન હોતો તેથી બોલ્યો—બાપજી! આ શહેરમાં ફુલઝર કરીને એક બારોટ છે, તેની સ્ત્રીને અને મારે ઘણી દોસ્તીછે, તેથી જો આ ભારો ચડાવો તો ઝટપટ શેહેરમાં વેચી તેને ઘેર જાઉં. તે સ્ત્રી મને ઘણું ચાહે છે; રોજ ઉને પાણીએ તેલ ફુલેલ ચોળી નવરાવેછે અને ભાવતાં ભોજન ખવરાવેછે. તેથી જો હું ત્યાં જઇશ, અને હાશકબાજી કરીશ તો તેની તમને દુવા દઇશ. તે સાંભળી બારોટ જે પોતાની સ્ત્રી ઉપર ઘણો વિશ્વાસ રાખતો હતો, ને સિતાના જેવી સાધવી જાણતો હતો તેને શક પડયો કે ગમાર શું બકેછે? તેણે ઘોડેથી ઉતરી કાહિયારાના માથે ભારો ચઢાવ્યો, અને પોતાને ઘેર શું બને છે તે જોવાનો ઠરાવ કર્યો. તેને તેના બોલવા ઉપરથી પ્રથમ તો વિશ્વાસ આવ્યો નહિં; પણ તે ઘણો ચતુર હતો; તેણે જાણ્યું કે સ્ત્રી જાત છે તે ઘડીકમાં કેમ ને ઘડીકમાં ઉલટી હોયછે; માટે જોઉં તો ખરો. તેને ભારો ચઢાવી ઘોડો આમ તેમ દોડાવી પોતે પણ શહેરમાં આવ્યો અને રાજાની પાયગામાં ઘોડો બાંધી ચાલતો જઇ છાનો માનો ઘરમાં આવી સંતાઇ પેઠો. એટલામાં પેલો કાહિયારો પણ ભારો વેચીને આવ્યો. સ્ત્રીએ તેને ઘણું માન આપી બોલાવ્યો અને બારણાં વાશી દીધાં. પછી અંઘોળીયામાં ગરમ પાણી લાવી તેને તેલ ફુલેલથી નવરાવ્યો;

અંગૂછાથી દિલ લુછ્યું, અને પોતાના પતિનું સારામાં સારૂં જે કસબી પીતાંબર હતું તે તેને પહેરવાને આપ્યું, ને એક પાટલાપર બેસાડી સોનાનાં થાલમાં બત્રીસે રસોઇ તેત્રીસે શાક પીરસ્યાં. તેને પાણી પીવાને એક રૂપાની ઝારી ભરી આપી. અને ઇશકની વાત કરતી તેને વીંજણેથી વા નાંખવા બેઠી!! જ્યારે તે જમી ઉઠયો ત્યારે તેને પાન સોપારી આપી અબોટિયું બદલાવ્યું અને સારો રેશમી ધોતી જોડો પહેરાવી તેને શયન ગૃહમાં જ્યાં છત્ર પલંગ હતો, ત્યાં લઈ ગઈ અને તેની સાથે ત્યાં સૂતી અને ખુબ વિલાસ કર્યો. જ્યારે સઘળું કાર્ય પારગત થયું ત્યારે કાઠિયારો સ્ત્રીની રજા લઇ બહાર ગયો. તે સઘળું જોઇ ભાટ પણ તેના જવા આગમજથી નીકળી ગયો, અને પાછો ઘોડાપર સ્વાર થઇને ઘેર આવ્યો. તેના પેટમાં આગના ભડકા ઉઠવા લાગ્યા પણ પોતાનો કોપ તેણે સ્ત્રીના આગળ જણાવ્યો નહિં.

હવે દરબારમાં પરૂણા આવ્યા તેમણે કહ્યું, કે અમે સાંભળ્યુ છે કે આપને ત્યાં ફૂલઝર બારોટ છે તેના મ્હોંમાંથી ફૂલ ઝરેછે તે ખરી વાત છે? રાજાએ કહ્યું હા. એમ કહી તેણે બારોટને તેડું મોકલ્યું. સિપાઇ બારોટ પાસે આવ્યો ને બોલ્યો.—રાજા આપને હમણાં ને હમણાં બોલાવે છે? બારોટ કહે ચાલો ભાઇ! એમ કહી વસ્ત્રાભુષણ પહેરી હાજર થયો. તે વખત રાજા કચેરી ભરી બેઠો હતો તેણે માન દઇ બોલાવ્યો અને તેનો ચહેરો ઉતરી ગએલો જોઇ પૂછ્યું— તું ઉદાસ કેમ છે? આ પરૂણા તારૂં નામ સાંભળી દૂર દેશાવરથી આવ્યા છે, માટે તું હસીને મ્હોમાંથી ફૂલ કહાડી તેમને તમાશો દેખાડ. બારોટે કહ્યું,—અન્નદાતા! આજ મારા જીવને ઘણો ગભરાટ છે અને નિરાંત નથી, માટે હુકમ હશે તો કાલે બતાવીશ. પાદશાહે કહ્યું, અરે! તને એટલો વિચાર છે કે તને જોવા આ કેટલે

દૂરથી આવ્યા છે? જ્યાં જોઇએ છીએ ત્યાં ગુણી માણસમાં અક્કેકી ખાપણુ હોય છે; તેમાં દરેકને માનની વિશેષ હોયછે. પણ તે તું મુકીદે ને રોજની પેઠે સ્વસ્થ બેસ. ફુલઝરે તેની હઠ જોઇ કહ્યું," વારૂં અન્નદાતા! બેઠોછું." પછી રાજાએ તેને હસાવવા મશકરા, ભાંડ વીગેરેને હુકમ કર્યો. તેમણે ઘણાં ઘણાં ટીખળ કર્યાં તેથી આખી કચેરી હસી; પણ તેને હસવું આવ્યું નહિં. ત્યારે પાદશાહને ગુસો ચઢ્યો ને બોલ્યો,—હરામખોર! રોજ હસે છે, અને આજ કેમ રીસાઇને બેઠો છે? તને મારા હુકમનું અપમાન કરતાં શરમ નથી આવતી? જો તું મારો હુકમ નહિં માને તો તને શીક્ષા કરીશ. ફૂલઝરે કહ્યું, "અન્નદાતા? આજ મારા પેટમાં એટલી અમુંઝણ છે કે જેટલાં ફૂલ હતાં તે તમામ કોયલા થઇ ગયા હશે, તેથી જો આપ મને પરાણે હસાવશો તો મ્હોમાંથી વખતે કોયલા પડશે." રાજાએ કહ્યું, "ઘોડું અને ગધેડું એ બેને કદી એકજ ખીલે બાંધ્યાં હોય; તોપણ ઘોડું કાંઇ ગધેડું થતું નથી, તેમ કાંઇ ફૂલના કોયલા થાય નહિં; માટે તું ખરા દિલથી બેસીશ અને હસીશ તો એની મેળે ફૂલ નીકળશે." પાછું સભામાં મશકરાઓએ ટોળ કરવા માંડયું; તેમાં કોઇ એવી વાત આવી કે સઘળી સભા ખડખડાટ હસી પડી. તેના ભેગું ફૂલઝરને પણ પાર વિના હસવું આવ્યું ત્યારે તેના મ્હોમાંથી કોયલાના ઢગલા પડયા! ત્યારે રાજા તો ઘણો ગુસ્સે થયો અને બોલ્યો કે—અરે પાખંડી! તું કાંઇ ગારૂડી છે કે શું? આટલા દીવસથી હું તને નિખાલસ જાણતો હતો, પણ હવે મને ખબર પડી કે કેવળ કપટી અને ગારૂડી છે. માટે તને યોગ્ય શીક્ષા કરવી જોઇએ.—એમ કહી તેના હાથ પગ બાંધી ઘોડારમાં નાંખી આવવા સિપાઇઓને હુકમ કર્યો. તે પ્રમાણે સીપાઇઓ તેને બાંધીને ઘોડારના એક ખુણામાં નાંખી આવ્યા. બારોટને એ તો

પોતાની સ્ત્રી તરફની આગ ને બીજું બંધનની પીડાથી તેને ઊંઘ આવી નહિં. તેમાં રાત્રે તેને કડકડીને ભૂખ લાગી અને ઘોડારમાં ચાંચડ મચ્છર કરડવાથી હેરાન થયો. આશરે અર્ધીક રાત્ર ગઇ તે વખતે રાજાનો આશુપાળ નામનો હાણિયો (ચાબુકસ્વાર) આસપાસ આંટા મારવા લાગ્યો. તેને જોઇ બારોટે જાણ્યું કે હું નાસી જાઉં નહિં તેને માટે મારા ઉપર ચોકી કરતો હશે. પણ તેને તો રાજાની રાણી પીંગળા સાથે દોસ્તી હતી, તે રોજ અડધી રાત્રે ત્યાં આવતી; પણ આજ વાર લાગી તેથી તેની વાટ જોઇ ફેરા મારતો હતો. એટલામાં રાણી એક હાથમાં પાંચ પકવાનનો થાળ તથા બીજા હાથમાં રૂપાની ઝારી ભરીને ત્યાં આવી તે જોઇ પૂલઝર તાજુબ થયો કે અત્યારે આ કોણ છે ? જોઊં તો ખરો! ઘોડેસ્વાર જાણતો ન હોતો કે અહિંયા બારોટને બાંધીને નાંખ્યો હશે. તેણે ગુસે થઇ રાણીના ઢગરાપર સડોસડ ત્રણ ચાબુક વાપરી બોલ્યો—રંડી ! આજ બેર કયું હુઈ? તેરા ખપ નહિં ચલીજા ! —તે હાથ જોડીને બોલી, “ મારો કે ન મારો પણ આજે મારે ઘેર પરૂણા આવ્યા, માટે મોડું થયું અને વાર લાગી, તેથી આ ગુન્હો માફ કરો.” ઘોડસ્વારે કહ્યું—રંડી ! માપ કાયકી, એક દફે માફ કરૂં તો ફેર બી મોડી આવે. પછી તે બંને જણા તે થાળીમાં જમવા બેઠાં અને હાસ્યાવિનોદની વાતો કરવા માંડી. જમી રહયા પછી ચાબુકસ્વારે કહ્યું,—રાજા કે બાસતે નઇ ઘોડી લી હયે સો તૈયાર હુઇ હે, ઉસકે ખાતર આજ સામાનબી નયા મંગાયા હે ; તો તું ઘોડી જેસી બનકે ખડી રહે, મેં તેરેપર સાજ ડાલકે બેઠું.—રાણીએ તે કબુલ કર્યું, અને વાંકી વળી ઘોડીની પેઠે ઉભી રહી । તેણે તેના ઉપર બેડખી, ખોગીર, ભીડણ, તંગીઓ, પડખે બે પેગડાં અને ઉપર રેશમી ધાશીયો એ સર્વ સામાન નાખ્યો ! ! પણ તેને

ડમચી ભરાવવા પછવાડે જગા મળી નહિં! તેથી ફાંફાં મારી ચીડા-ઇને બોલ્યો "રંડા! ઘોડીંકુ પૂછડી હોતી હે, તેરેકુ ખુદાને કયું નહી બનાઇ કે મેં ડુમચી ભરાતા!" ત્યારે રાણીએ કહ્યું–અરે રાજ! હું કાંઇ ઘોડી નથી, રાજાની રાણી છું; પણ ફકત તારા ઇશકને માટેજ તું જેમ કહે તેમ કરવા હાજર છું. તે વચન ફૂલઝરે સાંભ-ળ્યું કે આ તો રાજાની રાણી દેખાય છે! તેવો તે ધીરે રહીને બોલ્યો કે "ડુમચી નજ રહેતી હોય તો ટેકા વાસ્તે પછવાડેની જગા-પર એક મેખ મારો તો ભરાવાશે!" એમ કહી ખડખડ હસી પડયો. તે સાંભળતાં વાતજ બંને જણ શરમાઇ ગયાં ને ઘોડેસ્વારે તેની પાસે આવી પૂછયું—અલ્યા! દીવાનો થયોછે કે શું? તું કોણ છે? અને તને હસવું કેમ આવેછે?—એમ કહી તેને ઉંચકીને ત્યાંથી દૂર નાંખ્યો, અને પાછો રાણી પાસે આવી તેની પીઠપર સ્વાર થયો, અને તેને ચાબખો મારી આમ તેમ દોડાવવા લાગ્યો! તે જોઇ ફૂલ-ઝરને બેહદ હસવું આવ્યું કે શું એમના ઇશકનો બહાર છે! તેણે જાણ્યું કે આની પાસે મારૂં દુઃખ તો કાંઈ ગણત્રીમાંજ નથી. જ્યારે જ્યારે સ્ત્રી થાકે ને ઉભી રહે, ત્યારે ત્યારે પેલો તેને ચાબુકો મારે. તેમ તેમ તેને ઘણુંજ હસવું આવ્યું, અને તેના મ્હોમાંથી ફૂલ ખરી ખરીને મ્હોટા અંબાર થઇ ગયા. એમ આખી રાત પડી રહ્યો. બીજે દીવસે ઘોડારમાં ફૂલ ઝરવા વિશેની રાજાને ખબર થઈ, તેથી તે પોતાના પરૂણાઓને લઇને ત્યાં આવ્યો અને બારોટને કહ્યું–કે ભાઇ? ત્યાં તમે શું દુઃખ હતું? કે તારા પેટમાંથી ફૂલ બળી જઇ કોયલા પડયા અને અહિં તને શું સુખ છે કે તારા મ્હોમાંથી ફૂલના ઢગલા નીકળ્યા એ મને કાંઇ સમજાતું નથી.–ફૂલઝરે રાજા સામું જોયું કે તેને પેલી રાણીઘોડીની ડમચી યાદ આવી, એટલે ફરીને જે હસવું આવ્યું તેનો સુમારજ નહિં.

ત્યારે તેના મ્હોમાંથી ફુલનો વરસાદ વરસ્યો, તે જોઇ સઘળા પરણા તાજ્જુબ થયા. તેમણે રાજાને કહ્યું કે હવે એને છોડીને આપણી કચેરીમાં લો. પછી તેને છોડયો અને સારો પોશાક પેહેરાવી રાજાએ તેને પોતાની પાસે બેસાડયો ને પુછયું કે–તું ઘોડારમાં કેમ હસ્યો તેનું ખરેખરૂં કારણ કહી દે. બારોટે કહ્યું—અન્નદાતા! તે વાત તું જવા દે, તેમાં કાંઈ સાર નથી; માટે "બાંધી મૂઠી લાખની" રહે તેજ સારૂં. ઉઘડવાથી ભરમ ભાગી જશે ને હાંસી થશે. રાજાએ હઠ લીધી કે "જો તું કહીશ નહિં, તો હું ફરીથી તને સખ્ત કેદની શીક્ષા કરીશ." બારોટે કહ્યું,—અન્નદાતા! જ્યારે હું એ વાત કહીશ ત્યારે તમારા કોપની હદ રહેશે નહિં. માટે જો તે સાંભળવી હોય તો મને વચન આપો કે બધાયનો ગુન્હો માફ કરી કોઇને મારવું નહિં તો કહું. રાજાએ બધાની સમક્ષ વચન આપ્યું. ત્યારે પોતે બોલ્યો કે—હું હમેશાં મારી સ્ત્રીને શીયળ અને સ્વચ્છ જાણી તેનાપર વિશ્વાસ રાખી બહાર જતો હતો, પણ તે અધર્મી મારા ગયા પછી એક પોતાના આશક કાઠિયારા સાથે રંગભોગ કરતી હતી. તેનું ફળ કાલે મારી નજરો નજર જોઇને હું રાજ સભામાં આવ્યો હતો, ત્યારે તમે મને હસવાનું કહ્યું. મારા પેટમાં આની લાહ્ય લાગ્યાથી કોયલા થઇ ગયા હતા, તેથી હું ના હસ્યો; પણ જ્યારે તમે પરાણે હસાવ્યો, ત્યારે જે હતું તે નીકળી પડયું. તેથી તમે મને વગર સમજે ગુસ્સે થઇ ઘોડારમાં પુરાવ્યો. એટલું કહી છાનો રહી ગયો.

રાજાએ કહ્યું—એ તો ખરૂં; પણ પછીથી શું થયું? ઘોડારમાંથી ફૂલ કેવી રીતે ગર્યા.? ફૂલઝરે વાત ઉડાવી અને કહ્યું કે—કાંઇ સમણુંબમણું આવ્યું હશે ને તેમાં કાંઈ તાજ્જુબી દીઠી હશે. તેથી હસવું આવેલું ને ફૂલ નીકળી પડેલાં. રાજા તેની અણા-

તરની વાત ચેતી ગયો ને દમ ભરાવી કહ્યું કે–જો ખરેખરૂં નહિ બોલીશ, તો છોડીશ નહીં; જેવું હોય તેવું કહી દે ગુન્હો માફ છે. એમ કહી ફરીથી પોતાની સાત પેડીનું વચન આપ્યું. ત્યારે બારોટે કહ્યું કે–તમારી રાણી ઘોડેસ્વારથી હળેલી છે. તે જ્યારે હું સુતો હતો, ત્યારે તેની પાસે પકવાનનો સોનાનો થાળ લેઇને આવી; પણ પરૂણાઓને લીધે તેનાથી મોડું અવાયું, તેથી ઘોડેસ્વારે તેને ત્રણ ચાબખા ઢગરાપર માર્યા અને તેને ઘોડી બનાવી તેપર સામાન નાંખી મારીને ચોગરદમ ફેરવી! ત્યારે મને હસવું આવ્યું કે રાજા સરખાંની રાણી આવી છે તો મારી હોય એમાં શી નવાઇ? તે વખત મ્હારા મ્હોમાંથી ફૂલના ઢગલા નીકળી પડયા. આ ખરેખરી વાત છે.—રાજાએ કહ્યું–તે વાત હું માનું નહિં. ત્યારે ફૂલઝર તેને કહ્યું કે–ન માનો તો તેનાં ઢીંચણ, હાથ અને ઢગરા જો જો, એટલે માલમ પડશે. હાથે અને ઢીંચણે કાંકરા ખુંચવાથી છોલાયું હશે. ને ઢગરાપર સોળ પડ્યાછે. તે સાંભળી રાજા મેહેલમાં ગયો ને રાણીને એકાંતે બોલાવી બે ઘડી હાસ્યવિનોદ કરી, તેના હાથ પગ તપાસ્યા, તો છોલાએલા દીઠા. પછી હસતાં હસતાં નીવી તોડી, કપડાં કહાડી નંખાવ્યાં; ત્યારે તેના નિતંબ ઉપર સોળનાં લીલાં ભિલામાં ઉઠેલાં જોયાં! ત્યારે તેને પૂછ્યું–પ્યારી! તને આ શું થયું છે? તારા હાથ પગ અને પીઠ જખમાઇ છે તેનું શું કારણ? તે સાંભળી રાણી જવાબ ન દેતાં ગેંગેં ફેંફેં થઇ ગઇ. ઘડીકમાં કેહવા લાગી–કે કળશિયો માંજવાથી હાથ ઘસરકાયા; લૂગડું ધોવાથી પગ છોલાયા; અને લપરી ગઇ તેથી બરડામાં વાગવાથી સોળ પડ્યા! રાજા કહે ઠીક! એમ કરી સભામાં આવ્યો અને ફૂલઝરના આગળ સઘળી વાત માની દીધી કે તું કહેછે તે પ્રમાણે છે. તેજ વખત તેણે ચાબુકસ્વારને બોલાવ્યો ને દમ દેઇ પૂછ્યું, "અહયા! ગઇ રાત્રે

શું થયું હતું ? તેં જે પ્રમાણે કર્યું હોય તે રીતે કરી બતાવ. પેલો તો આભોજ થઇ ગયો અને પીંપળાના પાંદડાની પેઠે થરથર ધ્રુજવા લાગ્યો અને બીનો કે હવે મારા ભોગ મળ્યા ! તેથી તે હાથ જોડી બોલ્યો કે—મહારાજમાં મોટી કસુર થઇ છે માટે માફ કરશો. રાજાએ રાણીને મહેલમાંથી પકડી મંગાવી પૂછ્યું કે—આજ તારો હાણિયો કે ? તે સાંભળી તે શરમાઇ ગઇ ને નીચું જોઇ ભૂંઇ ખોતરતી ઉભી રહી. પછી પોતે ફૂલઝરને ઘેર સિપાઇ મોકલી કહ્યું કે જે ત્યાં હોય તેમને પકડી લાવો. સિપાઇઓ ત્યાં ગયા તો સ્ત્રી અને કાહિ-યારાને ભેલાં સૂતેલાં દીઠાં ત્યાંથી તેમને પકડી આણ્યાં. તેમને રાજાએ ક્રોધથી કહ્યું-હરામખોર! તમને જે શિક્ષા કરું તે થોડી છે કચેરીના માણસોએ કહ્યું—અન્નદાતા ! આપે વચન આપ્યુંછે, તેથી તેમની ઘાત કરવી ઘટતી નથી. પછી તેણે તેઓના કપાળમાં ડામ દેઇ રાણી ને ફૂલઝરની સ્ત્રીને તેમના યારને સોંપી ને કહાડી મૂક્યાં.

પછી રાજાએ વિચાર કીધો કે જુઓ તો ખરા ! જે સ્ત્રીપર હું આટલો બધો પ્યાર રાખતો હતો, કે જેણી એક મોટા રાજ્યની રાણી હતી, અને તેને કશી વાતની ખોટ ન હતી, તે સ્ત્રીએ નીચ જાતનાં માણસ સાથે સંગત કીધી, અને વંઠી. વાસ્તે ધિક્કારછે આ સ્ત્રીના સ્વરૂપને, વળી આ સંસાર પણ અસાર છે, એવું ધારી તેણે રાજ્ય કારભાર વજીરને સોંપી તેણે અને ફૂલઝર બારોટે વૈરાગ લીધા, અને પછી કેટલાએક કાળ સુધી તપશ્ચાર્યા કરીને સ્વર્ગમાં ગયા.



## ૭૪

# એક રજપુતે પોતાના છોકરાનું ભોગ આપવાને બતાવેલી હિમત.



ઉદેપુરમાં રૂપસીંગ નામનો રાજા રાજ કરતો તતો. તે કરણના જેવો દાન આપનારો, ધર્મીષ્ટ, અને અદલ ઇનસાફ આપનારો હતો. તેની દરબારમાં અમરસીંગ રાઠોડ નામનો એક રજપુત આવ્યો, અને રાજાની પાસે નોકર રહેવાને તેણે કહ્યું, રાજાએ કહ્યું—શું પગાર લઇશ? તેણે કહ્યું "હું દરરોજ હજાર તોલા સોનું લઇશ." રાજા આ સાંભળી ઘણો અચરત થયો, અને વિચાર કિધોકે આટલો પગાર મારા એક લસ્કરનું નથી તો આને એટલું કેમ અપાય, તેથી વજીરને પુછવા લાગ્યો. વજીર અક્કલવાન હોવાથી રાજાને તેણે કહ્યું કે એનામાં એટલી કીમત હશે ત્યારેજ એટલું માંગે છે ની! રાજા આ સાંભળી તેને રાખ્યો.

હવે આ રજપુત દરરોજ આ સોનાનું ધર્માદાન કરતો હતો, અને બાકી જે રહે તેના ઉપર ગુજરાન કરતો હતો. તે દરરોજ રાતના ઢાલ તલવાર બાંધી રાજાની ચોકી કરતો હતો. એક દિવસે મધરાતના મસાણમાંથી એક સ્ત્રીના રડવા જેવો અવાજ રાજાએ સાંભળ્યો, તેથી પેલા રજપુતને ફરમાવ્યું કે આ સ્ત્રી કોણ છે? અને મધરાતના વખતે રૂદન કરવાનું શું કારણ છે? તે પુછી આવ રાત અંધારી હતી, અને વીજળી અને ગાજ વીજથી બધું બીયામણું લાગતું હતું, તે છતાં હુકમ સાંભળતાંજ જે દિશાએથી રૂદન આવતો હતો, તે તરફ હિમતથી ચાલવા માંડયું. આ રજપુત, વફાદારીથી પોતાની. નોકરી બજાવે છે કે નહીં તે જોવાને સારૂ રાજા છુપો વેશ લઇ તેની પાછળ ગયો.

હવે જ્યારે તે રજપુત મસાણુમાં ગયો, ત્યારે તેણે માથાથી તે પગસુધી ઝવાહીર, માણુક, મોતી, અને સોનાથી ગરકાવ થયેલી, સોલ સતર વર્ષની યૌવનમદથી ભરપુર, મોટે અવાજે કલ્પાંત કરતી સ્ત્રી જોઈ. તેણે પુછ્યું—હે સ્ત્રી! તું શા માટે આટલો બધો વિલાપ કરે છે? તું કોણુ છે? અને તારી ઉપર શું દુઃખ છે? તે સ્ત્રી બોલી "હું રાજાની લક્ષ્મી છું" ત્યારે પેલાએ કહ્યું "તારે વિલાપ કરવાનું શું કારણુ છે?" તેણી બોલી "રાજાના મેહેલમાં કજીઓ કંકાસ છે અને બુરાઇનો કામ ચાલે છે તેથી એક મહીના પછી તેની ઊપર મોટી આફત આવી પડશે, ને મરણુ પામશે. આ કારણુથી હું એના મેહેલમાંથી નીકળી આવેલીછું, અને મોટો સંતાપ કરૂંછું." રજપુત બોલ્યો—"ત્યારે કાંઇ એવો ઇલાજ છે કે રાજાનું આયુષ્ય લાંબુ થાય." તેણી બોલી "હા! એક ઇલાજ છે તે એ કે અહીંઆંથી ચારેક ગાઉપર એક મહાદેવીનું દેહેરૂં છે તેમાં તારા હાથે તારા પુત્રનું ભોગ કરે તો રાજા બચે." આ સાંભળતાંજ, રજપુત પોતાને ઘેર ગયો, અને રાજા પણ તેની પછળ થયો. તેણે પ્રથમ તો પોતાની બાયડીને જાગૃત કીધી, અને સઘળી બીનાથી તેણીને વાકેફ કરી. રજપુતાણી પણ એવીજ વફાદારી હતી. પેહેલા તો તેને દુઃખ લાગ્યું, પણ પોતાના પતિની આજ્ઞા ઉલ્લંઘન ન કરતાં તરત પોતાનો છોકરો આપ્યો. વળી છોકરોબી ખુશીથી તાબે થયો, અને બોલ્યો કે "રાજાને ખાતર અંતઃકરણથી હું મારો જાન આપવાને તૈયાર છું. રજપુતની છોકરી બોલી "કામપડવે, મારો જાન પણ રાજાની સેવામાં અર્પણુ કરવાને તૈયાર છું. આ બધી વાત રાજા છુપી રીતે સાંભળતો હતો.

રજપુત પોતાની બાયડી, છોકરો, અને છોકરીને લઇ પેલા

દેહેરામાં આવ્યો. રજપુતે પ્રથમ દેવીની ભક્તી કરી અને "મારા બેટાના ભોગથી રાજાની હૈયાતી સલામત રાખ" આ બોલતાંજ સમશેરના એકજ ફટકાથી પોતાના બેટાનું શીર તનથી જુદું કર્યું. આ બનાવ જોઇ રજપુતની છોકરીથી રેહેવાયું નહીં. તેથી તેણીએ પોતાને હાથે પોતાનો જાન બરબાદ કર્યો. પોતાનાં વહાલાં છોકરાંઓને મુવેલા જોઇ, રજપુતની બાયડીએ પણ એવીજ રીતે કર્યું. આ પ્રમાણે પોતાના વહાલાં છોકરાં અને વફાદાર બાયડીને મુવેલાં જોવાથી, રજપુતે વધારે વખત જીવવું બેહતર નહીં ધારવાથી, તેણે પણ તેવીજ રીતે કર્યું.

આ સઘળો બનાવ રાજા જોતો હતો, તેને એકદમ ક્રોધ ચડયો કે મારે એકલાને ખાતર ચાર જીવની ખુવારી થઇછે, વાસ્તે આવી રીતે રાજપાટ ચલાવવો ઠીક નથી, તેથી પોતાનો જાન બરબાદ કરવાને સમશેર ઉઠાવીને જેવો ઘા કરવા જાય છે તેવોજ દેવીએ તેનો હાથ પકડયો, અને કહ્યું કે "ધન્ય છે! તારી હિંમત ઉપર. જે કંઇ તારી ધારણા હોય તે માંગ." રાજા બોલ્યો "આ ચાર જીવોને હૈયાત કર." તે દેવીએ અમૃતના પાણીની અંજળી ચારે જણ ઉપર છાંટી; તેથી ઉઠીને તેઓ ઉભા થયા, ને શેહેર ભણી ચાલ્યા. રાજાએ રજપુતની વફાદારીને માટે અડધું રાજપાટ તેને સ્વાધીન કર્યું.



## અગાઉથી થયલા ગ્રાહકોનાં નામ.



| નામ. | નકલ. |
|---|---|
| શેઠ. ડુંગરસીં ભીમસીંહ ... ... ... ... ... | ૨૫ |
| ,, વશનજી ત્રીકમજી મુલજી ... ... ... ... | ૫ |
| ,, જમનાદાશ ગોવરધનદાશ ... ... ... ... | ૫ |
| ,, અલાદીન જાન મહમદ ... ... ... ... | ૪ |
| ,, નાસરભાઇ અબદુલા લાલજી ... ... ... ... | ૪ |
| ,, કરીમભાઇ ઇબ્રાહીમ ... ... ... ... ... | ૪ |
| ,, વિજયાખર બી. એ. ... ... ... ... ... | ૪ |
| કચ્છમહારાઓ શ્રી ખેંગારજી લાયબ્રેરી ... ... ... | ૨ |
| શેઠ. હરભમ લક્ષ્મીદાશ ... ... ... ... ... | ૨ |
| ,, નેણશીભાઇ ખેરાજ ... ... ... ... ... | ૨ |
| ,, મેરાલી અબદુલકરીમ ... ... ... ... ... | ૨ |
| ,, ઉગા લાધા ... ... ... ... ... ... | ૨ |
| ,, મુલજી વિશનજી ... ... ... ... ... ... | ૨ |
| ,, ખીમજી તેજપાર ... ... ... ... ... | ૨ |
| ,, ગાંગા ઉગમ ... ... ... ... ... ... | ૨ |
| ,, દોરાબજી હોરમસજી ડૉકટર ... ... ... ... | ૨ |
| ,, ઠાકરસી ગોકલદાશ ... ... ... ... ... | ૨ |
| ,, કાનજી કરમશી ... ... ... ... ... ... | ૧ |
| ,, આસારીઆ ભીમસીંહ ... ... ... ... ... | ૧ |
| ,, [illegible]સરાજ હરીરાંમ ... ... ... ... ... | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| શેઠ. ખીમજી રામજી... ... ... ... ... ... | ૧ |
| ,, વાલજી જેરામ ... ... ... ... ... ... | ૧ |
| ,, ત્રીકમજી હરીરામ વૈદ્ય... ... ... ... ... | ૧ |
| ,, કેશવજી પ્રાગજી ... ... ... ... ... ... | ૧ |
| ,, કલ્યાણજી ધારશી ... ... ... ... ... | ૧ |
| ,, રૂગનાથ પરશોતમ ... ... ... ... ... | ૧ |
| ,, દામજી ગંગાજર ... ... ... ... ... ... | ૧ |
| ,, કેશવજી ખેરાજ ... ... ... ... ... ... | ૧ |
| ,, ખીમજી ગોવિંદજી ... ... ... ... ... | ૧ |
| ,, દેવજી ખીઅસીં... ... ... ... ... ... | ૧ |
| ,, મુલજી માણક ... ... ... ... ... ... | ૧ |
| ,, છગનલાલ એભજી ... ... ... ... ... | ૧ |
| ,, વીઠલદાશ વનમાલીદાશ... ... ... ... ... | ૧ |
| ,, આત્મારામ પ્રાણજીવનદાશ ... ... ... ... | ૧ |
| ,, વીઠલદાશ મોતીચંદ ... ... ... ... ... | ૧ |
| ,, કરમશી મુલજી ... ... ... ... ... ... | ૧ |
| ,, મુલજી પેરાજ ... ... ... ... ... ... | ૧ |
| ,, નરશી નારાણજી... ... ... ... ... ... | ૧ |
| ,, વલીભાઇ ગીગાભાઇ દામજી ... ... ... ... | ૧ |
| ,, હાજી માવજીભાઇ જીવરાજ ... ... ... ... | ૧ |
| મેમણ હાજીજાન મહમદ કાસમ ... ... ... ... | ૧ |
| શેઠ. અબદલા મહમદ મેરાલી ... ... ... ... | ૧ |
| ,, તેજપાર ખેતશી... ... ... ... ... ... | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| શેઠ. જીવણદાશ વલભદાશ ... ... ... ... ... | ૧ |
| ,, મેગજી ઉતમચંદ ભણસાલી ... ... ... ... | ૧ |
| ,, દેવજી માણક ... ... ... .. ... ... | ૧ |
| ,, અબદુલઅલી કરીમભાઇ ... ... ... ... | ૧ |
| ,, જેઠાભાઇ વર્ધમાન ... ... ... ... ... | ૧ |
| ,, વીરજી પુંજા ... ... ... ... ... ... | ૧ |
| ,, પાશુ સુરજી ... ... ... ... ... ... | ૧ |
| ,, પરશોતમ વેલજી રાજગોર ... ... ... ... | ૧ |
| ,, પ્રાગજી રામદાશ ... ... ... ... ... | ૧ |
| ,, પ્રેમજી લધા ... ... ... ... ... ... | ૧ |
| ,, હીરજી રતનસી... ... ... ... ... ... | ૧ |
| ,, ધનજી કેશવજી ... ... ... ... ... ... | ૧ |
| ,, અલાદીન વાલજીભાઇ ... ... ... ... ... | ૧ |
| ,, હીરજી પુંજા માસ્તર ... ... ... ... ... | ૧ |
| ,, દાતુભાઇ મનજી પદમસી ... ... ... ... | ૧ |
| ,, મોરારજી મથુરાદાશ ... ... ... ... ... | ૧ |
| ,, રણછોડ જેચંદ ... ... ... ... ... ... | ૧ |
| ,, ગોવરધનદાશ મેગજી ... ... ... ... ... | ૧ |
| ,, મેગજી આશારીયા ... ... ... ... ... | ૧ |
| ,, કરમશી રામજી ... ... ... .. ... ... | ૧ |
| ,, મુલજીભાઇ જીવરાજ—ખોજા જનરલ લાયબ્રેરી ... | ૧ |
| ,, જીવરાજ પાંચારીયા ... ... ... ... ... | ૧ |
| ,, ચાપશી પરબત લધા ... ... ... ... ... | ૧ |

| નામ | નકલ. |
|---|---|
| શેઠ. વીરજી ડાહ્યાભાઈ પટેલ ... ... ... ... | ૧ |
| ,, ત્રીભોવન કુંવરજી ... ... ... ... ... | ૧ |
| ,, સુલેમહમદ સીવજી ... ... ... ... ... | ૧ |
| ,, ખેતશી કેશવ ... ... ... ... ... ... | ૧ |
| ,, રાએશી લધા ... ... ... ... ... ... | ૧ |
| ,, લીલા ભીમસી ... ... ... ... ... ... | ૧ |
| ,, ખેતુ ચાંપસી ... ... ... ... ... ... | ૧ |
| ,, વીરપાર નરસી ... ... ... ... ... ... | ૧ |
| ,, વેણીરામ રાજારામ ... ... ... ... ... | ૧ |
| ,, લાલજી મણસી ... ... ... ... ... ... | ૧ |
| ,, ચત્રભુજ ગોપાલજી ... ... ... ... ... | ૧ |
| ,, લખમસી લધા ... ... ... ... ... ... | ૧ |
| ,, હધુ સોજુ ... ... ... ... ... ... | ૧ |
| ,, હીરા સોજુ ... ... ... ... ... ... | ૧ |
| ,, માદણુ વીરમ ... ... ... ... ... ... | ૧ |
| ,, માધવજી કારા ... ... ... ... ... ... | ૧ |
| ,, જીવરાજ પાંચારીયા માસ્તર ... ... ... ... | ૧ |
| ,, પુજા રતનસી ... ... ... ... ... ... | ૧ |
| ,, જેઠા મુરજી ... ... ... ... ... ... | ૧ |
| ,, માણેકચંદ રામજી પરબત ... ... ... ... | ૧ |
| ,, આણંદજી દેવશી ... ... ... ... ... | ૧ |
| ,, દેવજી ચત્રભોજ ... ... ... ... ... ... | ૧ |



# જાહેર ખબર.

—:o:—

કચ્છ મહારાઓ શ્રી ખેંગારજી લાયબ્રેરીમાં મુંબઈ બહારકોટ માંડવી બંદર-મિ૦ ઘેલાભાઈ લીલાધર ને ત્યાં નીચે લખેલા પુસ્તકો છુટક તથા જથાબંધ વેચાતાં મળશે

| **વેચવાના પુસ્તકો.** | રૂ | આ | પૈ |
|---|---|---|---|
| જૈન વિવેક વાણી ... ... ... .. .. | ૨ | ૦ | ૦ |
| ગોલ લાકડાના ગજ દોરીના હીસાબની બુક... .. | ૦ | ૮ | ૦ |
| લોક પ્રીય કથા સંગ્રહ ભાગ ૧ ... .. .. | ૦ | ૯ | ૦ |
| લોક પ્રીય ગાયન રસ ભાગ ૧-૨ ... ... ... | ૦ | ૪ | ૦ |
| મહાદેવ મહીમા શંકર સ્તુતિ ... ... ... | ૦ | ૧ | ૦ |
| જૈન દીપક સ્તવનાવલી... ... ... ... ... | ૦ | ૬ | ૦ |

મુંબઈમાં નીચે લખેલા ઠેકાણેથી પુસ્તકો વેચાતા મળશે

**કોટ**———જહાંગીરજી બેહરામજી કરાણી.

નારાણ હરી—ટી હાઉસ.

**ધોબીતલાવ**—બેરામશા કરાણી.

**કાલબાદેવી**—જેઠારામ મુકુંદજી.

દામોદરદાસ ઇશ્વરદાસ-શેરીયાજી અરદેસર

**ભીંડી બજાર**—મીયાં અબદુલ સફુર અને કાઉઇશમાલ.

વોરા ! સુફઅલી કરીમજી

શેઠ. નુરદીન જીવાખાન.

**માંડવી**———રગનાથ પરશોતમ—જકરીયા મસીદ *

* જાની જેઠા દુલભજી.

---

**અમદાવાદ**——ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી